श्री वृद्धि-नेमि-अमृत-ग्रन्थमाला ग्रन्थाङ्क ४१

१४४४ ग्रन्थसन्दर्भसूत्रधार-
सूरिपुरन्दर-विरहाङ्कित सार्वभौमप्रभु-
श्री हरिभद्रसूरीश्वर-विरचिता

# सर्वज्ञसिद्धिः

सा च

तपागच्छाधिपति-सर्वतन्त्रस्वतन्त्र-शासनसम्राट्-सूरिचक्रचक्रवर्ति-तीर्थोद्धारक-भट्टारकाचार्यमहाराजश्री विजयनेमिसूरीश्वरमहाराजपट्टालङ्कार-व्याकरणविशारद कविरत्न पीयूषपाणि-पूज्यपादाचार्य महाराज श्रीविजयामृतसूरीश्वर-विरचितया 'सर्वहिता'ऽऽख्यया व्याख्यया गुर्जरभाषानुवादेन च समलङ्कृता

卐

सम्पादक -
मुनि हेमचन्द्रविजय (ध्या आ)

卐

- प्रकाशक -
श्री जैनसाहित्यवर्धक सभा
शिरपुर (पश्चिम-खानदेश)

संवत् २०२० ] 卐 [ चैत्री पूर्णिमा

प्रकाशक -
शाह चंपालाल देवचंद
श्री जैनसाहित्यवर्धक सभा
शिरपुर (पश्चिम-खानदेश)

प्राप्तिस्थान -

(१) श्री अमृतसूरीश्वरजी ज्ञानमंदिर
दोलतनगर, बोरीवली (पूर्व)
मुंबई नं ६६ N B

(२) श्री सरस्वती जैन पुस्तक भंडार
हाथीखाना रतनपोळ अमदावाद

(३) मास्तर जसवंतलाल गिरधरलाल
दोशीवाडानी पोळ अमदावाद

मूल्यम् -
रू ४-००

मुद्रक -
शाह गीरधरलाल फूलचंद
साधना मुद्रणालय
दाणापीठ, भावनगर

# विषयानुक्रम

| विषय | पृष्ठम् |
| --- | --- |
|  |



सिद्धान्ताम्बुधिचन्द्राय,
सर्वशास्त्रार्थवेदिने ।
नमोऽस्तु श्रीमते तस्मै,
श्रीहरिभद्रसूरये ॥ १ ॥



પૂજ્યપાદ શાસનસમ્રાટ બાલબ્રહ્મચારી આચાર્યદેવેશ

શ્રીમદ્ વિજયનેમિસૂરીશ્વરજી મહારાજ



જન્મ વિ. સં. ૧૯૨૯ મહુવા

દીક્ષા ૧૯૪૫ ભાવનગર

સૂરિપદ ૧૯૬૪ ભાવનગર

સ્વર્ગ ૨૦૦૫ મહુવા

ગાજે જેનો જગતભરમાં બ્રહ્મચર્ય પ્રભાવ,
જેણે કાર્યો બહુ વિધ કર્યા જે તપાગચ્છરાજ,
જ્ઞાતા મોટા સ્વપરમતના તીર્થ ઉદ્ધારકારી,
શ્રીમ નેમિ-પ્રભુગુરુચરણે વન્દના હો અમારી

 

॥ नमो नमियनमियाण परमगुरुवीयरागाण ॥

श्री गौतमस्वामिने नम ।

# પુરોવચન

આચાર્ય શ્રી હરિભદ્રસૂરિજી મહારાજ શ્રી ના જીવનથી અને ગ્રન્થોથી જૈનદાર્શનિક વિદ્વાનો સુપરિચિત છે જેઓશ્રીની કેટલીક વાતો સાંભળીને અને સમજાવીને જૈનો ગૌરવ અનુભવે છે એટલું જ નહિ પણ એક પ્રકારની ખુમારીનો પણ અનુભવ કરે છે તેઓશ્રીનો રચેલ આ 'સર્વજ્ઞસિદ્ધિ' નામનો ગ્રન્થ છે

મૂળ માત્ર આ ગ્રન્થ આ પૂર્વે બે વખત મુદ્રિત થયેલ છે એક રતલામ પ્રકાશન અને બીજો શ્રી હરિભદ્રસૂરિ ગ્રન્થ સંગ્રહાન્તર્ગત પ્રકાશન આ ગ્રન્થનું કલેવર નાનું છે, પણ તેમાં ભરેલું તત્ત્વ અપૂર્વ, વિશિષ્ટ અને મહાન્ છે આ ગ્રન્થમાં જે વિષયનું નિરૂપણ કર્યું છે તે વિષય 'સર્વજ્ઞસિદ્ધિ' એવા ગ્રન્થના અભિધાનથી સ્પષ્ટ જણાય છે અર્થાત્ આ ગ્રન્થમાં સર્વજ્ઞની સિદ્ધિ કરવામાં આવી છે સર્વજ્ઞ અંગેના મતવ્યો ત્રણ વિભાગમાં વહેંચાયેલા છે ૧, સર્વજ્ઞને સ્વીકારતા નથી ૨, સર્વજ્ઞનો અર્થ વિશેષણ કરે છે ૩, સર્વજ્ઞનો અર્થ સંપૂર્ણ જ્ઞાતા કરે છે તે ત્રણેના વિચારો આ પ્રમાણે છે

એટલે પાપાચરણનું પક્ષપાતી મીમાંસાદર્શન સર્વજ્ઞનો અપલાપ કરે એમાં કાંઈ અદ્ભુત નથી

## ૨. સર્વજ્ઞ એટલે વિશેષજ્ઞ એમ માનનારા

સાંખ્યદર્શનમાં સર્વજ્ઞ અંગેનો સ્પષ્ટ વિચાર કરવામાં નથી આવ્યો, પણ તેની પ્રક્રિયા જોતાં તે દર્શન આ વિષયમાં અલિપ્ત રહેવાનું વિશેષ વલણ ધરાવે છે આત્મા ચૈતન્યસ્વરૂપ છે એમ આ દર્શન માને છે, છતાં તેનું ચૈતન્ય સ્વયં કાર્યક્ષમ અંશ માત્ર પણ નથી, બુદ્ધિનાં પ્રતિબિંબો માત્ર એ ઝીલે છે, જ્ઞાનની બધી પ્રક્રિયા, પ્રકૃતિ અને તેના પરિવારને અધીન છે, અને એ બધું જડ છે, ઈશ્વરનો સ્વીકાર આ દર્શન કરતું નથી આ દર્શનની એકબાજુ જેવું યોગદર્શન ઈશ્વરનો સ્વીકાર કરે છે ને ઈશ્વર સર્વજ્ઞ છે એમ કહે છે તેમાં પણ ચેતનને અંગે તો સાંખ્ય જેવી જ વિચારણા છે અર્થાત્ સાંખ્ય અને યોગ એ બે દર્શનો સર્વજ્ઞ મીમાંસામાં એક પ્રકારનું ઔદાસીન્ય ધરાવે છે

બૌદ્ધ દર્શન સર્વજ્ઞનો સ્વીકાર કરે છે પણ તેનું દર્શન સર્વજ્ઞને વિશેષજ્ઞ સ્વરૂપ મનાવે છે સર્વ શબ્દથી તેને ઇષ્ટ અને તાત્ત્વિક અર્થ અભિપ્રેત છે માટે જ તે દર્શનના કહેવાયું છે કે—

> सर्वं पश्यतु वा मा वा, तत्त्वमर्थं तु पश्यतु ।
> कीटसङ्ख्यापरिज्ञानं, तस्य नः क्वोपयुज्यते ॥

આ શ્લોક માટે પ્રસંગ આ પ્રમાણે સંભળાય છે કે— એક સમય બુદ્ધ ચાલ્યા જતા હતા, અને અનાજનું ગાડું જતું હતું, બુદ્ધને કોઈએ પૂછ્યું કે આ ગાડામાં કેટલા જીવો છે? ત્યારે બુદ્ધે ઉપર પ્રમાણે જરી ઉમતા પૂર્વક ઉત્તર આપ્યો— બધું જાણો કે ન જાણો, પણ તત્ત્વ પદાર્થને જાણો, આમાં

પણ જેઓ આ વિષયમાં ગંભીર વિચાર કરવાની ઇચ્છાવાળા છે તેઓ જો સ્વસ્થતાપૂર્વક આ 'સર્વજ્ઞસિદ્ધિ' ગ્રન્થનું મનન કરે તો તેમના અનેક વ્યામોહો દૂર થઈ જાય એ નિર્વિવાદ છે બાકી તો અન્ધ થાંભલા સાથે અથડાય ને તેને ઈજા થાય તેમાં થાંભલાનો શો વાંક! ઉદયનાચાર્ય પણ એમ જ કહે છે કે—

'नैष स्थाणोरपराधो, यदेनमन्धो न पश्यति'

ચીબરી અને ચામાચીડીયાની સભામાં ઘુવડ વાત કરે કે સૂર્ય જેવું કાંઈ નથી સૂર્યને માનનાર મૂર્ખ છે–તેના જેવું જ આ સર્વજ્ઞ નથી–એ કથન છે

પ્રસ્તુત ગ્રન્થના પ્રારંભમાં જ આચાર્યશ્રી આ વાત જણાવે છે કે–સર્વજ્ઞનું અજ્ઞાન–સર્વજ્ઞનો અસ્વીકાર એ પણ સામાન્યથી મોહ છે–અજ્ઞાન છે પણ સર્વજ્ઞ નથી જ એવો આગ્રહ તો ગાઢ મોહ છે એમ સજ્જનોનું માનવું છે

सर्वज्ञाप्रतिपत्तिर्यन्मोहः सामान्यतोऽपि हि ।
नास्त्येवाभिनिवेशस्तु गाढमोहः सतां मतः ॥ ३ ॥

વિશેષજ્ઞને સર્વજ્ઞ માનવા એ પણ એક મોહ જ છે, એ પ્રમાણે માનવાથી સર્વજ્ઞનું કોઈ અનુગતસ્વરૂપ–લક્ષણ સ્થિર થઈ શકતું નથી, વિશેષજ્ઞ તરતમતાથી દરેક થઈ શકે છે–એટલે તો બધા સર્વજ્ઞ બની જાય, અને એ ઇષ્ટાપત્તિ કરીને સ્વીકારી લેવામાં આવે તો સર્વજ્ઞનો અપલાપ કરનારા કરતાં આવું માનનારામાં કાંઈ પણ વિશેષ અંતર રહેતું નથી

### ૩ સંપૂર્ણ જ્ઞાતાને સર્વજ્ઞ માનનારા

નૈયાયિક અને વૈશેષિક સંપૂર્ણ જ્ઞાતાને સર્વજ્ઞ સ્વરૂપે માન્ય રાખે છે, પણ તેઓ એવા સર્વજ્ઞ એક ઈશ્વર જ છે, અને તે અનાદિ સિદ્ધ છે, બાકી જીવાત્માઓ સર્વજ્ઞ થઈ શકતા નથી,

જીવનાત્મામાં સ્વાભાવિક જ્ઞાન ગુણ છે, જીવ સાથે અનાદિથી ચોંટેલી કાર્મણ વર્ગણા કર્મરૂપે તેના જ્ઞાનગુણને આવરીને રહી છે જીવ ઉપરથી જેમ જેમ એ વર્ગણા ખસે છે તેમ તેમ તેનો જ્ઞાનગુણ વિકાસ પામતો જાય છે કર્મ દૂર થવામાં તર-તમતા દેખાય છે એટલે જીવોના જ્ઞાનમાં પણ તરતમતા દેખાય છે જ્યારે જીવથી જ્ઞાનને આવરણ કરનારું કર્મ સંપૂર્ણ દૂર થઈ જાય છે ત્યારે તેનો જ્ઞાનગુણ પણ સંપૂર્ણ પ્રકાશિત થાય છે અને પછી આવરણ હેતુ નથી ત્યારે એવું કયું બાધક કારણ છે કે જે જીવને સર્વ પદાર્થો, સર્વ પર્યાયોને એકસાથે એકકાળે ન જાણે?—જાણે જ

આ પ્રમાણે સર્વજ્ઞ અંગેની મૂળભૂત વિચારણા જૈનદર્શનમાં સ્પષ્ટ છે આ વિચારણાને વ્યવસ્થિત રીતે તર્કસંગત જૈનદર્શને કરી છે આ વિષયનું પ્રતિપાદન કરનારા ઘણા ગ્રન્થો છે, તેમાં પ્રસ્તુત 'સર્વજ્ઞસિદ્ધિ' ગ્રન્થ વિશિષ્ટ અને ગહન છે

## ૪ સર્વજ્ઞસિદ્ધ

આ ગ્રન્થના પ્રારંભમાં ૨૧ શ્લોકો છે, પછીથી ગદ્ય લખાણ છે એ ગદ્ય લખાણનો મોટો ભાગ ગયા પછી—૨૫ શ્લોકો છે—વળી થોડું ગદ્ય છે ને અન્તે ૨૭ શ્લોકો છે, શ્લોકો પ્રાસાદિક છે ગદ્ય લખાણ અનેકાન્તજયપતાકાની રીતનું, પ્રાચીન ન્યાય પદ્ધતિનું, અલ્પશબ્દમાં ઘણો અર્થ સમજાવનારું છે એ કારણે ગદ્યનું કાઠિન્ય પણ સ્પષ્ટ છે પ્રસ્તુત પ્રકાશનમાં તેના નાના નાના ખંડ કરીને મુદ્રણ કર્યું છે તેથી પઠન-પાઠનમાં સરલતા થશે એ નિશ્ચિત છે

## ૫ સર્વજ્ઞસિદ્ધિની ટીકા 'સર્વહિતા'

આ 'સર્વજ્ઞસિદ્ધિ' ગ્રન્થ તેમાં પ્રતિપાદન કરેલા વિષયને લઈને ખૂબ જ અગત્યનો હોવા છતાં પ્રાચીનતર્કશૈલીની કઠિનતાને કારણે તેનું અધ્યયન કરનારા વિરલ જ રહ્યા છે, તે માટે જો તેના ઉપર ટીકા કરવામાં આવે તો તેનો ઉપયોગ વધે એ હકીકત છે

જો કે આ ગ્રન્થરત્ન ઉપર સ્યાદ્વાદ વિદ્યાનિધિ સૂરિ સાર્વભૌમ શ્રી હરિભદ્રાચાર્ય મહારાજે જ સ્વોપજ્ઞ ટીકા રચી હોવાનું 'विशेषस्तु सर्वज्ञसिद्धिटीकातोऽवसेय' આ 'સ્વોપજ્ઞ અનેકાન્ત જયપતાકા' વૃત્તિના ઉલ્લેખથી જણાય છે પણ હાલ તો દુર્ભાગ્યવશ તે ટીકા આપણા હાથમાં નથી પણ નામશેષ જ બનવા પામેલ છે તેવી પરિસ્થિતિમાં આ મહત્ત્વપૂર્ણ ગ્રન્થ સુગમ અને સુવાચ્ય બને તે માટે અમારા પ્રગુરુવર્ય શાસ્ત્રવિશારદ કવિરત્ન પીયૂષપાણિ આચાર્ય મહારાજ શ્રીમદ્ વિજયામૃતસૂરીશ્વરજી મહારાજશ્રીએ સારી જહેમત લઈ આ ગ્રન્થની સર્વને હિત કરનારી એવા સાર્થક નામવાળી 'સર્વહિતા' ટીકા રચી છે આના વાંચનારાઓ ગ્રન્થના રહસ્યો વાચકવર્ગ સમજી શકે તે રીતે ગ્રન્થના ભાવને સ્ફુટ કરવાનો યથાશક્ય પ્રયત્ન કરેલ છે વળી ગ્રન્થનું પઠન-પાઠન સરલ બને અને તેનો વ્યાપક પ્રચાર થાય તે વસ્તુ પણ નજરમાં રાખેલ છે

કેટલીક ટીકાઓ અતિ વિસ્તારવાળી હોય છે, તથી વાચકો એ વાંચતા કંટાળો અનુભવે છે કેટલાક વાચકો તો તેમાં પ્રવૃત્ત જ થતા નથી, વધુ પડતો વિસ્તાર વાચકને મૂળ ગ્રન્થથી દૂર દૂર લઈ જાય છે અને એ ગ્રન્થના અભ્યાસને અંગે કંઈ ગપાયું નથી આ સર્વ લક્ષ્યમાં રાખીને આ ટીકા પ્રસ્તુત ગ્રન્થ

બેસાડવામાં ઉપયોગી બને એવી રચવામાં આવી છે આ હકીકત વાચકને આ ગ્રન્થના વાચનથી સ્પષ્ટ સમજાશે

સાધના અને આરાધના માટે સર્વજ્ઞની સિદ્ધિ આવશ્યક છે સર્વજ્ઞની સિદ્ધિ સિવાય સાધના દુર્લભ, અને સાધના વગર સ્વસિદ્ધિ દુર્લભ તેથી સહૃદય વાચક વર્ગ આ મહા ગ્રન્થને વાંચી વિચારી સર્વજ્ઞપ્રભુમાં દૃઢ શ્રદ્ધા બનવા સાથે સ્વ-પર કલ્યાણ સાધનાર બને એ જ અભિલાષા ।

જૈન ઉપાશ્રય
ભાયખલા-મુંબઈ
૨૦૧૯ દીપાવલી

પં૦ ધુરંધરવિજય ગણિ

卐

<u>સર્વજ્ઞને અનુસરો</u>

આપણાથી વિશેષ જાણકારના મતને આપણે અનુસરીએ છીએ, અને જો નથી અનુસરતા તો ગેરલાભ થાય છે-અચૂક થાય છે આ વાત સમજણ ધરાવતા સહુ કોઈ માને છે તો પછી સર્વજ્ઞને અનુસરનારને કેટલો લાભ થાય અને નહિ અનુસરનારને કેટલો ગેરલાભ થાય! એ સહેલાઈથી સમજાય એવું છે લાભની ઈચ્છાવાળાએ સર્વજ્ઞના મતનું અનુસરણ કરવું હિતાવહ છે

તા. ૨૦-૧૦-૧૯૫૮
—પં. શ્રી ધુરંધરવિજયજી ગણિ
('૩ મેર'માંથી)

નવમા સૈકાનો મધ્યકાળ તથા કેટલાક વિદ્વાનો દશમો સૈકો જણાવે છે પણ ત્રીજો મતમાં અનેક પ્રમાણોથી છઠ્ઠા સૈકામાં તેઓ થયા હોવાનું પ્રમાણભૂત ગણાય છે આચાર્ય મ શ્રી મેરૂતુંગસૂરીશ્વરજી મ એ 'વિચારશ્રેણિ પ્રકરણ'ના આ રીતે ઉલ્લેખ કર્યો છે

> 'पंचसए पणसीए, विक्कमकालाउ झत्ति अत्थमिओ।
> हरिभद्दसूरिसूरो, नि वुओ दिसउ सिवसुक्खं ॥"

વિક્રમકાળથી ૫૮૫ વર્ષે જે જલ્દીથી અસ્ત પામ્યા તે હરિભદ્રસૂરિ સૂર્ય-અમને શિવસુખ આપો

આવો જ ઉલ્લેખ આચાર્ય પ્રદ્યુમ્નસૂરિ મ એ વિચારસાર પ્રકરણમાં કરેલ છે શ્રી સમયસુંદરગણિ મ, આ શ્રી કુલમંડનસૂરિ મ તથા ઉપા શ્રી ધર્મસાગરગણિ મ વગેરેએ સ્વકૃત ગ્રન્થમાં ઉપર્યુક્ત ઉલ્લેખનું અનુસરણ કર્યું છે તેમ [illegible] અન્ય મતનું સમર્થન કરનાર પણ અનેક ઉલ્લેખો [illegible]
વિશેષ વિચારણીય તો છે જ...

જેમનું કહેલું વચન ન સમજાય તેમના મારે શિષ્ય બનવું ” એવી પ્રતિજ્ઞા સ્વીકારી હતી આવી ભીષ્મપ્રતિજ્ઞાની પાછળ ભલે કોઈ તેમની અભિમાની મનોવૃત્તિને કારણ માનવા તૈયાર થાય પણ વાસ્તવિક રીતે તો તેઓની સત્યતત્ત્વ જિજ્ઞાસાવૃત્તિને જ કારણ માનવું સમુચિત છે ગર્વમૂલક જ જો આ પ્રતિજ્ઞા હોત તો એક સાધ્વીજીના મુખથી એક ગાથા સાંભળતા તેનો અર્થ ન સમજવા માત્રથી તેમના શિષ્ય બનવાની તૈયારી કેમ જ સંભવી શકે !

આવા હરિભદ્ર પંડિત એક સમય રાજદરબારથી પોતાને ઘેર જઈ રહ્યા હતા માર્ગમાં સાધ્વીજીનો ઉપાશ્રય આવ્યો ઉપાશ્રયમાં શ્રી યાકિની નામના વૃદ્ધ સાધ્વીજી આવશ્યક નિર્યુક્તિના પાઠ કરતા હતા તેમા—

चाक्कदुग हरिपणग, पणग चक्कीण केसवो चक्की ।
केसव चक्की केसव, दुचक्कि केसीय चक्की य ॥

આ ગાથા તેમણે સાંભળી, ઘણો વિચાર કરવા છતા તેનો અર્થ ન સમજાતા ઉપાશ્રયમાં જઈ સાધ્વીજીને કહ્યું–માતાજી ! આપ હમણા ચિક ચિક એવું શું બોલ્યા તેનો અર્થ આપ મને સમજાવો અને આપના શિષ્ય તરીકે સ્વીકારો સાધ્વીજીએ કહ્યું, ભદ્ર ! પુરૂષને શિષ્ય કરવાનો તથા અર્થ શિખવવાનો અમને અધિકાર નથી માટે તમો અમારા ગુરુ મહારાજ પાસે જાવ તેઓ તમને અર્થ શિખવાડશે અને શિષ્ય પણ કરશે ત્યાર પછી સત્ય પ્રતિજ્ઞ સરલપરિણામી શ્રી હરિભદ્ર પંડિત આચાર્ય મહારાજ શ્રી જિનભટ્ટસૂરીશ્વરજી મહારાજ પાસે જઈ સંયમ સ્વીકારી તેમના શિષ્ય બન્યા જિનદર્શનરૂપી પારસ મણિનો સ્પર્શ થતા તેમનો આત્મા સ્યાદ્વાદના અવિહડ રંગથી રંગાઈ ગયો રત્નશિરોમણિ આ મહાપુરૂષે જેમનાથી પોતાને

સ માર્ગ મળ્યો અને સદ્ધર્મ આપ્યો તેની સ્મૃતિ પોત રચના સઘળા ગ્રન્થોમા 'याकिनीमहत्तराधर्मसूनु' તરીક કરેલ છે જ્યારથી શુદ્ધ ધર્મ લાધ્યો ત્યારથી જ પોતાનો ખરો જન્મ માનતા આ મહાપુરૂષે યાકિની સા ધ્વીને માતા તરીકે સ્વીકારેલ છે આમ એક જન્મદાત્રી જનની અને બીજી જેમના સ યોગથી પોતાને ધ ર્મબીજની પ્રાપ્તિ થઈ તે ધર્મમાતા એમ બે માતાને માની પોતાના દ્વિજ એવા નામને સાથક કર્યું

સૂક્ષ્મબુદ્ધિથી અ૫ જ સમયમા તઓ જૈનાગમોના પરમ જ્ઞાતા બન્યા સર્વ રીતે સુયોગ્ય જા ણી ગુરુ મહારાજે સૂરિપદે પ્રતિષ્ઠિત કર્યા તેઓએ આવશ્યકની શિષ્યહિતા ટીકાની પ્રશસ્તિમા આચાર્ય શ્રી જિનભટ્ટસૂરિ નિગદાનુ સારી તથા આચાર્ય શ્રી જિન દત્તસૂરિ શિષ્ય તરીકે પોતાનો નિર્દેશ કર્યો છે વળી કેટલાક સ્થાનમા આચાર્ય જિનભટ્ટસૂરિના શિષ્ય તરીકે પણ નિર્દેશ મળે છે આ બીજા નિર્દેશ યુક્તિ સગત છે કારણ કે આજ્ઞાકારીમા પણ ગુરુત્વનો વ્યવહાર પ્રસિદ્ધ છે કોઈ સ્થાનમા આચાર્ય જિનભદ્રસૂરિના શિષ્ય તરીકેના ઉલ્લેખ કરેલ છે પણ તેને ખાસ પ્રમાણ મળતુ નથી ભટના સ્થાનમા લખવ પ્રમાદથી ભદ્ર થયુ હોવાનુ સભવ છે

તેઓએ ચૈત્ય વિનાશ ગ્ર નગરિ જોતા તેમણે પ્રથમ વયમા જ સયમનો સ્વીકાર કર્યો હોય તેમ જણાય

તેમના બે ભાણેજ હસ અને ૫ મહસ તેમની પાસે સયમી થયા હતા તેઓ બન્નએ શાસ્ત્રોના અભ્યાસ કર્યો પછ પ્રમાણશાસ્ત્રનો વિશેષ અભ્યાસ કરવા બૌદ્ધોની પાસે જવા ગુરુ મહારાજ પાસે અનુમતિ માગી સાર્વદ્રષ્ટા સૂરીશ્વરજી એ ત્યા જવાની ના પાડી તેમ છતા તેઓ બન્ને ત્યા અભ્યાસાર્થે ગયા ગુપ્તવેષે અભ્યાસ કર્યો અમુક નિમિત્તથી આ જૈન છે

થાય તે સભવિત છે વર્તમાનમા તો ૧૪૪૪ ગ્રન્થના કર્તા તરીકેની જ પ્રસિદ્ધિ છે આવા વિપુલ મખ્યક ગ્રન્થ રાશિનુ નિર્માણ કરી આ સૂરીશ્વરજીએ જૈન શાસન અને સાહિત્યની ઉજ્જ્વલ સેવા બજાવી છે તેઓએ અનુપમ શૈલિથી રચેલ એકેક ગ્રન્થ પણ તેઓની અનોખી ગ્રન્થરચનાશક્તિનો પરિચય કરાવવા માટે પર્યાપ્ત છે વિરહ સુગતના વિરહથી સતપ્ત અને ભવવિરહન ઝખના આ સૂરીશ્વરજીએ સ્વનિર્મિત સર્વ કૃતિની પ્રશસ્તિમા પ્રાય વિરહ શબ્દની સુદર યોજના કરી છે તેથી તેઓ 'ભવવિરહાચાર્ય' તરીકે પણ સાહિત્ય જગતમા પ્રસિદ્ધ થયા છે

અત્યત દુ ખ અને દુર્ભાગ્યની વાત છે કે આટલા વિપુલ સખ્યક ગ્રથરત્નોનુ નિર્માણ કર્યું હોવા છતા આપણા હાથના હાથ તેઓના ગ્રથ થી ૮૦ ગ્રન્થરત્નો જ ઉપલબ્ધ થાય છે છતા જે મળે છે તે અપૂર્વ અર્થ ગાભીર્યવાળા અને ગહન ચિતનથી ભરપૂર છે કેવળ જૈન જ નહીં પણ જૈનેતર દર્શન કારો પણ આ પરમયોગી મહર્ષિના વચનને પ્રામાણિકપણે માનવા તયાર થાય છે આ રીતે અનુપમ શાસ્ત્ર સર્જનની સાથે તેઓએ પરમ પવિત્ર શ્રી મહાનિશીથસૂત્રના ઉદ્ધાર પણ કર્યો હતો

આવા અપ્રતિમપ્રતિભાશાળી સૂરીશ્વરજીના સકળદર્શન વિષયક સચોટ જ્ઞાન, અતુલ શાસ્ત્રસર્જન કૌશલ અને અનન્ય જિનમત શ્રદ્ધાન વગેરે ગુણગણથી આકર્ષાયેલા અનેક વિદ્વાન્ આચાર્યદેવો જેવા કે આ શ્રી જિનેશ્વરસૂરીશ્વરજી મ આ શ્રી મુનિચદ્રસૂરીશ્વરજી મ, આ શ્રી જિનદત્તસૂરીશ્વરજી મ, આ શ્રી વાદિદેવસૂરિજી મ, આ શ્રી મલયગિરિસૂરિજી મ, અને ઉપા શ્રી યશોવિજયજી ગણિ વગેરે એ સ્વરચિત ગ્રન્થમા તેઓની વિદ્વત્તા અને શ્રુતોપાસનાની ભૂરિ ભૂરિ પ્રશસા કરેલ છે આ બધા વિદ્વાનોએ તેઓના વિશાળ જ્ઞાન આગળ પોતાના અલ્પ જ્ઞાનને સિન્ધુ આગળ બિન્દુ સમ લેખ્યુ છે

સમર્થ ટીકાકાર આ શ્રી મલયગિરિસૂરિ મહારાજે તો ધર્મસંગ્રહણીની ટીકાનો પ્રારંભ કરતા પોતાની લઘુતા બતાવતા ત્યાં સુધી કહ્યું છે કે—

हारिभद्र वच क्वेद-मतिगभीरपोल्पम ।
क्वचाह जडमीरेष, स्वल्पशास्त्रकृतश्रम ॥

શ્રી હરિભદ્રાચાર્ય મહારાજનુ અતિ ગંભીર અને સુંદર વચન ક્યાં! અને શાસ્ત્રમાં અલ્પ પરિશ્રમ કરનાર જડબુદ્ધિવાળો હું ક્યાં!

'શ્રી ઉપમિતિ ભવપ્રપંચા'ના કર્તા શ્રી સિદ્ધર્ષિ મહારાજને પણ આ સૂરીશ્વરજીએ 'લલિતવિસ્તરા' નામની ચૈત્યવન્દન સૂત્રની વૃત્તિ બનાવી જૈન દર્શનમાં દૃઢશ્રદ્ધાવાળા બનાવ્યા હતા એકવીશ વાર વાદમાં જિત્યા પછી બાવીશમી વખત વાદ કરવા આવેલા સિદ્ધર્ષિને આ સૂરિદેવે લલિત વિસ્તરાથી જિત્યા હતા

ચૈત્યવાસીઓની સાથે પણ તેઓએ ઘણીવાર શાસ્ત્રાર્થ કરી તેઓને હરાવ્યા હતા અને તેઓના શિથિલાચાર સામે જબર જસ્ત ઝુંબેશ ઉપાડી તેઓને નામશેષ કરી મૂક્યા હતા

આવા શાસનની મહાન્ પ્રભાવના કરનાર સમર્થ સૂરિદેવના જીવન પ્રસંગનુ યત્ કિંચિત વર્ણન કરવા બે હાથ પ્રસારીને સાગરની વિશાળતા જણાવતા બાળકની જેમ આ અલ્પ પ્રયાસ કર્યો છે બાકી તો ક્યા તેઓનુ અદ્ભુત ચરિત્ર અને ક્યાં આ અ પતર બુદ્ધિ 'क्वाद्भुत चरित तया क्वेय स्वल्पतरा मति'॥

વદન હો કોટિશ શ્રી સૂરિદેવના પ્રવર પુણ્યાત્માને

નવા જૈન ઉપાશ્રય
સં ૨૦ જ્ઞાનપંચમી
ભાવનગર

મુનિ હેમચંદ્રવિજય
( વ્યાકરણાચાર્ય )

# પ્રકાશકીય નિવેદન

શ્રી વૃદ્ધિ-નેમિ-અમૃત-ગ્રંથમાળાના ૫૧મા ગ્રન્થ તરીકે શ્રી 'સર્વજ્ઞસિદ્ધિ' નામના ગ્રન્થરત્નને ટીકા સાથે પ્રકાશિત કરી વિદ્વાનોના કરકમલમાં સાદર સમર્પિત કરતાં અમો અત્યંત આનંદ અનુભવીએ છીએ. આવા વિશિષ્ટ કોટિના ગ્રન્થને પ્રકાશિત કરવાનું ગૌરવ અમને પ્રાપ્ત થયું એને અમે અમારું મહાભાગ્ય સમજીએ છીએ. આ ગ્રન્થરત્નના કર્તા—ચૌદસો ચુમ્માલીશ ગ્રન્થના પ્રણેતા દાર્શનિકશિરોમણિ મહાવિદ્વાન્ આચાર્યદેવ શ્રીમદ્ વિજયહરિભદ્રસૂરીશ્વરજી મહારાજ છે. જેઓનો જૈન આગમ ઉપર અનિર્વચનીય ઉપકાર છે. જેઓના મહાગ્રન્થો જૈનદર્શનરૂપી સાગરમાં સેતુ-પૂલ સમાન છે. જેઓના અદ્ભુત ગુણોનું સ્મરણ આજ પણ વિદ્વાનોના હૈયાને હર્ષથી ભરી દે છે. તેઓએ બનાવેલ આ અદ્ભુત ગ્રન્થ ઉપર શાસ્ત્રવિશારદ કવિરત્ન પીયૂષપાણિ પૂજ્યપાદ આચાર્ય મહારાજ શ્રી વિજયામૃતસૂરીશ્વરજી મહારાજશ્રીએ 'સર્વહિતા' નામની સુંદર ટીકા કરી છે. ટીકાકાર પૂ. આચાર્યદેવનો જન્મ વિ. સં. ૧૯૫૨ માં સૌરાષ્ટ્રના સુપ્રસિદ્ધ બોટાદ ગામમાં થયો. ૧૯ વર્ષની ભરયુવાન વયે તેઓશ્રીએ સંવત્ ૧૯૭૨ માં શાસનસમ્રાટ્-સૂરિચક્રચક્રવર્તિ-બાલબ્રહ્મચારિ-તીર્થોદ્ધારક-જગદ્ગુરુ પૂજ્યપાદ આચાર્ય મહારાજાધિરાજ શ્રી વિજયનેમિસૂરીશ્વરજી મહારાજશ્રી પાસે ભાગવતી દીક્ષા લીધી. પૂજ્યપાદ ગુરુ મહારાજશ્રીના આશીર્વાદ, કૃપા, દેખરેખ અને પોતાની ખંત વગેરેથી પાંચ વર્ષના ટૂંકા ગાળામાં તેઓશ્રીએ વ્યાકરણ, ન્યાય, સાહિત્ય, આગમ વગેરેનો વિશદ તલસ્પર્શી અભ્યાસ કર્યો. નૈસર્ગિક કવિત્વ

શાન્તિથી પ્રારંભિક અવસ્થામાં જ સુંદર સ્તવનો, સ્તુતિઓ, અનુવાદો, વૈરાગ્યશતક, દૃષ્ટાન્તાવલિ જેવા સુંદરસાહિત્યની રચના કરી જે રચના આજ પણ અનેક ભવ્યાત્માઓને કંઠે રમી રહી છે સંયમની નિર્મળ આરાધના અને યોગ્યતાને કારણે સં. ૧૯૮૫માં પૂજ્યપાદ ગુરુ મહારાજશ્રીએ તેઓશ્રીને પંન્યાસપદથી વિભૂષિત કર્યાં સંવત્ ૧૯૯૧માં ઉપાધ્યાયપદ અને સંવત્ ૧૯૯૨માં આચાર્યપદ જેવા મહાન્ પદનું પણ પ્રદાન પૂજ્યપાદ ગુરુ મહારાજશ્રીના વરદ હસ્તે થયું

જૈન શાસનના ઉજ્જવળ કાર્યો–ઉપધાન, પ્રતિષ્ઠા, સંઘ, દીક્ષા, પદપ્રદાન, ઉજમણા, શાસ્ત્રાધ્યયન, અધ્યાપન આદિ તેઓશ્રીને શુભ હસ્તે દિનાનુદિન ચઢતી કળાએ થતા જ રહ્યા છે દાવતનગરનો ભવ્ય ધાર્મિક ઇતિહાસ તેઓશ્રીને આભારી છે–તેઓશ્રીની પુણ્યપ્રભાનું પરિણામ છે

તેઓશ્રીનો વિશાળ શિષ્ય પરિવાર આ પ્રમાણે છે–

૧ પૂજ્યપાદ આચાર્ય શ્રી વિજયનમસૂરિજી મહારાજ
૨ પૂજ્ય પંન્યાસજી શ્રી દેવવિજયજી ગણિવર્ય
卐 ૩ પૂજ્ય પંન્યાસજી શ્રી પુણ્યવિજયજી ગણિવર્ય
૪ પૂજ્ય પંન્યાસજી શ્રી પરમપ્રભવિજયજી ગણિવર્ય
૫ પૂજ્ય મુનિરાજ શ્રી ખાન્તિવિજયજી મહારાજ
૬ પૂજ્ય મુનિરાજ શ્રી શશિપ્રભવિજયજી મહારાજ
卐 ૭ પૂજ્ય મુનિરાજ શ્રી નયનવિજયજી મહારાજ
૮ પૂજ્ય મુનિરાજ શ્રી પ્રવીણવિજયજી મહારાજ
૯ પૂજ્ય મુનિરાજ શ્રી દાનવિજયજી મહારાજ
(આ નવ શિષ્યો તેઓશ્રીજીના પોતાના છે)

卐 ૧ પૂજ્ય મુનિરાજ શ્રી રાજપ્રભવિજયજી મહારાજ

卐 ૨ પૂજ્ય મુનિરાજ શ્રી વિનોદપ્રભવિજયજી મહારાજ

૩ પૂજ્ય મુનિરાજ શ્રી નિર્મળવિજયજી મહારાજ

૪ પૂજ્ય મુનિરાજ શ્રી સદ્‌ગુણવિજયજી મહારાજ

૫ પૂજ્ય મુનિરાજ શ્રી આનંદવિજયજી મહારાજ

( આ પાંચ શિષ્યો પૂ. પા. રામસૂરિજી મહારાજના છે )

૧ પૂજ્ય મુનિરાજ શ્રી હેમચંદ્રવિજયજી મહારાજ
( પૂ. પં. મ. શ્રી દેવવિજયજી ગણિવર્યના શિષ્ય )

૧ પૂજ્ય મુનિરાજ શ્રી પ્રદ્યુમ્નવિજયજી મહારાજ
( પૂ. મુનિશ્રી હેમચન્દ્રવિજયજી મ૦ના શિષ્ય )

૧ પૂજ્ય પન્યાસજી શ્રી ધુરંધરવિજયજી ગણિવર્ય

૨ પૂજ્ય મુનિરાજ શ્રી ભક્તિવિજયજી મહારાજ
( પૂ. પં. મ. શ્રી પુણ્યવિજયજી ગણિવર્યના શિષ્યો )

卐 ૧ પૂજ્ય મુનિરાજ શ્રી ધર્મવિજયજી મહારાજ

૨ પૂજ્ય મુનિરાજ શ્રી મનોજ્ઞવિજયજી મહારાજ

૩ પૂજ્ય મુનિરાજ શ્રી કુન્દકુન્દવિજયજી મહારાજ
(પૂ. પં. મ. શ્રી ધુરંધરવિજયજી ગણિવર્યના શિષ્યો)

૧ પૂજ્ય મુનિરાજ શ્રી વિશાળવિજયજી મહારાજ

૨ પૂજ્ય મુનિરાજ શ્રી માણેકવિજયજી મહારાજ
( પૂ. મુનિશ્રી ભક્તિવિજયજીના શિષ્યો )

૧ પૂજ્ય મુનિરાજ શ્રી કરુણાવિજયજી મહારાજ

૨ પૂજ્ય મુનિરાજ શ્રી રાજશેખરવિજયજી મહારાજ
( પૂ. મુનિશ્રી વિશાળવિજયજીના શિષ્યો )

૧ પૂજ્ય મુનિરાજ શ્રી મહોદયવિજયજી મહારાજ
(પૂ. મુનિશ્રી કરુણાવિજયજીના શિષ્ય)

૧ પૂજ્ય મુનિશ્રી તત્ત્વપ્રભવિજયજી મહારાજ
૨ પૂજ્ય મુનિશ્રી ચૈતન્યવિજયજી મહારાજ
૩ પૂજ્ય મુનિશ્રી કુંદનવિજયજી મહારાજ
(પૂ. પં. શ્રી પદ્મપ્રભવિજયજી ગણિવર્યના શિષ્યો)

૧ પૂજ્ય મુનિશ્રી નિરંજનવિજયજી મહારાજ
(પૂ. મુનિશ્રી ખાંતિવિજયજીના શિષ્ય)

૧ પૂજ્ય મુનિશ્રી ઉત્તમવિજયજી મહારાજ
૨ પૂજ્ય મુનિશ્રી માનવિજયજી મહારાજ
(પૂ. મુનિશ્રી નિરંજનવિજયજીના શિષ્યો)

આમ સર્વ મળી શિષ્ય-પ્રશિષ્યાદિ પરિવાર ૩૨ નો છે તેના 卐 ના વિદ્વાનો કાળધર્મ પામી ગયા છે. છવ્વીસમાથી અર્ધ ઉપરાંત શિષ્યો વિદ્વાન્ અને ભવિષ્ય છે તપ સંયમની વિશદ આરાધનામાં આગળ વધતા આ વિશિષ્ટ પરિવારથી પૂ૦ આચાર્ય મહારાજશ્રી ગજપરિવારથી પરિવરેલ ગજરાજની જેમ જૈનશાસનને શોભાવી રહ્યા છે

તેઓશ્રીની રચેલી સંસ્કૃત-ગુજરાતી કૃતિઓ આ પ્રમાણે છે ૧ સ્તવન ચોવિશી, ૨ સ્તુતિ ચોવિશી, ૩ વૈરાગ્યશતક, ૪ આત્મનિન્દાદ્વાત્રિંશિકા (અનુવાદ), ૫ દષ્ટાન્તાવલિ, ૬ ચૈત્યવંદન ચોવિશી, ૭ કલ્પલતાવતારિકા, ૮ સર્વજ્ઞસિદ્ધિ (સર્વહિતા-ટીકા), ૯ શ્રી શાંતિનાથ ચરિત (નૈષધીયપાદ પૂર્તિરૂપ-વિદ્વદ્વિનોદિની વૃત્તિ), ૧૦ સપ્ત સંધાન મહાકાવ્ય (સરણિ-ટીકા) આ સિવાય સંબોધ પ્રકરણ વૃત્તિ વગેરે કેટલાક વિશદ ગ્રન્થો અપ્રકાશિત છે

શિષ્યા વગેરેને અધ્યાપન કરાવવુ, આગમ વધારવા વગેરેનો તેઓશ્રીનો અદમ્ય ઉત્સાહ અપૂર્વ છે સ્વ-પર મતના તત્ત્વોના વિશિષ્ટ જ્ઞાતા છે શાસન પ્રભાવનાના અનેકવિધ કાર્યો નિરંતર કરી-કરાવી આર્હંત શાસનની મહાન્ સેવા બજાવી રહ્યા છે જૈનાગમોના ગભીર તત્ત્વોને સરળ રીતે પ્રતિપાદન કરવાની તેઓની અનોખી પ્રતિભા છે કઠિનમા કઠિન કાર્યને હિંમત પૂર્વક પાર પાડવાની તેઓની અજોડ શક્તિ છે તેઓનુ ત્યાગ મય સયમી જીવન અને અનવરત કાર્યશીલતા અનેક આરાધકોને પરમ આદર્શભૂત છે

આ વિશદ અને પાંડિત્યપૂર્ણ ગ્રન્થનુ સપાદનકાર્ય પૂજ્ય પા૦ આચાર્યશ્રીના શિષ્યરત્ન પૂ પન્યાસ પ્રવર શ્રી દેવવિજયજી ગણિવર્યના શિષ્યરત્ન પૂજ્ય મુનિરાજ શ્રી હેમચદ્રવિજયજી મહારાજે ખૂબ જ ચીવટપૂર્વક કર્યું છે તેઓશ્રીએ બાલ્યવયમા સયમ સ્વીકારીને ચારિત્રની સુદર આરાધના કરવા સાથે ન્યાય-વ્યાકરણ-સાહિત્ય-આગમ વગેરેનો વિશિષ્ટ અભ્યાસ કર્યો છે તથા તેઓ 'બૃહદ્ ગુજરાત સસ્કૃત પરિષદ્'ની વ્યાકરણાચાર્યની પરીક્ષામા તથા કલકત્તાની નવ્યન્યાય મધ્યમાની પરીક્ષામા સમુત્તીર્ણ થયા છે સસ્કૃતમા વિવિધ વૃત્તોમા સુદર શ્લોકો રચવાની તેઓશ્રી આગવી શક્તિ ધરાવે છે તેમની વિદ્વત્તા-ગભીરતા-સ્થિરતા-વિનયશીલતા આજે ચારેબાજુ પ્રસરી રહી છે તેમણે આ ગ્રન્થને સુવાચ્ય બનાવવા પૂરો પ્રયત્ન કર્યો છે તેમજ આ ગ્રન્થનો ગુજરાતીમા સુદર ભાવાનુવાદ પણ તૈયાર કરી આપેલ છે

આ ગ્રન્થનુ વિદ્વત્તાભર્યું 'પુરોવચન' પૂજ્યપાદ આચાર્યશ્રીજીના શિષ્યરત્ન સ્વ વિનયનિધાન પૂ પન્યાસપ્રવર શ્રી પુણ્યવિજયજી મહારાજના શિષ્યરત્ન સમર્થ વિદ્વાન્ પૂજ્ય

પન્યાસપ્રવર શ્રી ધુરન્ધરવિજયજી મહારાજે લખી આપવા કૃપા કરી છે તેઓના સર્વતોમુખી પાંડિત્યની પ્રતીતિ તેઓએ રચેલા ન્યાય-વ્યાકરણ-સાહિત્ય-દર્શન અને જ્યોતિષ વિષયક સંસ્કૃત-પ્રાકૃત-ગુજરાતી ગદ્ય પદ્યમય અનેક ગ્રન્થરત્નો કરાવે છે ઘણા દર્શનાનુ તેઓએ તલસ્પર્શી અધ્યયન કરેલ છે, તેઓની કસાયેલી કલમે જૈન સાહિત્યને સુસમૃદ્ધ બનાવ્યુ છે, કોઈ પણ વિષયને સ્પષ્ટ રીતે પ્રતિપાદન કરવાની તેઓમા અનોખી શક્તિ છે તેઓનુ વારવારનુ માર્ગદર્શન અમોને આ કાર્યમા ઘણુ જ ઉપયોગી નીવડ્યુ છે

અમારી આ સભાનુ એ પરમ સૌભાગ્ય છે કે આવા સુંદર ગ્રન્થોનુ પ્રકાશન કરવાનો લાભ મળે છે આ પ્રકાશનમા અનેક મહાપુરુષોની પૂર્ણ સહાય મળી છે તે સર્વના અમે ઉપકૃત છીએ પુસ્તકને સર્વાંગ સુંદર છાપવા બદલ સાધના મુદ્રણાલયના માલીક શાહ ગીરધરલાલ ફુલચંદભાઈનો પણ આભાર માનીએ છીએ અન્ય પણ ભાગ્યવંતોએ અમને જે મદદ કરી છે તે સર્વનો આભાર માનવા સાથે આ ગ્રન્થના પઠન પાઠનમા વિશેષ સહાય કરીને અમારા પ્રયાસને સાર્થક બનાવવા અમે સર્વને વિનવીએ છીએ

—પ્રકાશક

आचार्यप्रवरश्रीहरिभद्रसूरीश्वराणां

# स्तवनाष्टकम् ॥

卐

( वंशस्थवृत्तम् )

अपारशास्त्रोदधिपारदृश्वने,
विशुद्धचारित्रतपोविराजिने ।
दिगन्तसद्धर्मयशोविकाशिने,
नमो नमः श्री हरिभद्रसूरये ॥ १ ॥

स चित्रकूटाचलनामकं पुरं,
पवित्रयामास निजेन जन्मना ।
अभूद् द्विजातिप्रवरो य इद्धधी
नमोऽस्तु तस्मै हरिभद्रसूरये ॥ २ ॥

पुरोहितस्थानमलञ्चकार यो,
यशोधनश्रीजितशत्रुभूपतेः ।
निबद्ध विद्याश्च चतुर्दशापि यो,
नमोऽस्तु तस्मै हरिभद्रसूरये ॥ ३ ॥

महत्तराश्रीयुतयाकिनीमुखान्
निशम्य गाथां गहनां बुधाग्रणी ।
तदर्थबोधे स्खलितो य आस्मरि
नमोऽस्तु तस्मै हरिभद्रसूरये ॥ ४ ॥

# સર્વજ્ઞ સંબંધી કાંઇક

卐

જેઓ સર્વજ્ઞ નથી—ન હોઈ શકે એમ માને છે, તેઓ પોતાના વિચારોમા કોઇ પણ પ્રકારનો દૃઢ નિશ્ચય લાવી શકતા નથી અલ્પજ્ઞ અથવા વિશેષજ્ઞના મન્તવ્યો મહાકાળને માટે એકસરખા નથી હોતા આપણા વિચારોમા જે ચોકસાઇ છે તે આપણી જન્માવેલી નથી પણ સર્વજ્ઞની જન્માવેલી છે જ્યારે સર્વજ્ઞ નથી એવુ મન્તવ્ય પ્રવેશ કરશે તેની સાથે જ વિચારોમા રહેલી ચોકસાઇ અસત્ય થઈ જશે ત્યા સુધી ચોકસાઈ છે ત્યા સુધી સર્વજ્ઞ નથી એ પ્રમાણે તમે બોલતા હો તો પણ કેવળ જીભથી બોલો છો, તમારા હૃદયમા તો સર્વજ્ઞ વિષેની માન્યતા છે ('હૃદયમા સર્વજ્ઞ હશે, કે નહિ? એવુ જો સ્ફુરણ પણ થતુ હોય તો સમજવુ કે તમે સર્વજ્ઞ છે એવી માન્યતાવાળાના પક્ષમા છો 'સર્વજ્ઞ'ની માન્યતાથી દૂર થયેલાને એવુ સામાન્ય સ્ફુરણ પણ થતુ નથી જ્યારે સર્વજ્ઞ નથી એવી માન્યતા દૃઢ થાય છે ત્યા —અકર્તવ્યના દ્વારો બધા ઊઘડી જાય છે અને એ દ્વારો બધાએ દુર્ગતિની ગર્તામા લઈ જાય છે 'સર્વજ્ઞ છે' એવો વિચાર માત્ર પણ જીવને ઊર્ધ્વગામી બનાવે છે સર્વજ્ઞને વિશેષજ્ઞ તરીકે ઓળખાવવા અને વિશેષજ્ઞને સર્વજ્ઞ તરીકે ઓળખાવવા એ સોનાને પિત્તળ સ્વરૂપે અને પિત્તળને સોનારૂપે ઓળખાવવા સમાન છે જો જગતમા સો ટચનુ સોનુ નથી એ હકીકત સત્ય હોય તો જ સર્વજ્ઞ નથી એ હકીકત સત્ય છે, નહિ તો નહિ

( ઉ મેરુ'માથી )
૨-૧૦-૧૯૪૮

પ શ્રી ધુરંધરવિજયજી ગણિ.

आचार्यप्रवरश्रीहरिभद्रसूरीश्वराणां

# स्तवनाष्टकम् ॥

卐

( वंशस्थवृत्तम् )

अपारशास्त्रादधिपारदृश्वने,
विशुद्धचारित्रतपोविराजिने ।
दिगन्तसञ्चारियशोविशालिने,
नमो नमः श्री हरिभद्रसूरये ॥ १ ॥

स चित्रकूटाचलनामकं पुरं,
पवित्रयामास निजेन जन्मना ।
अभूद् द्विपातिप्रवरो य इद्धधी
नमोऽस्तु तस्मै हरिभद्रसूरये ॥ २ ॥

पुरोहितस्थानमलञ्चकार यो,
यशोवनश्रीजितशत्रुभूपतेः ।
विवाद विद्याश्च चतुर्दशापि यो,
नमोऽस्तु तस्मै हरिभद्रसूरये ॥ ३ ॥

महत्तराभीयुतयाकिनीमुखान्
निशम्य गाथा गहनां सुधामिणी ।
तदर्थबोधे स्खलितो य आत्मवि
नमोऽस्तु तस्मै हरिभद्रसूरये ॥ ४ ॥

जिनाद्रिनश्रीभटसूरिपादयो,
समर्पितात्मा जगृहे च सयमम् ।
उपेयिवान् स्वात्मकृतात्मवैभव,
नमोऽस्तु तस्मै हरिभद्रसूरये ॥ ५ ॥

स्फुरन्मति सूरिपुरन्दरश्च यो,
दृढव्रत क्ष्मावलल्लोकपूजित ।
सर्वागमज्ञानकलाकलाधरो,
नमोऽस्तु तस्मै हरिभद्रसूरये ॥ ६ ॥

श्रुताब्धिमुन्मथ्य विचक्षणो महान्,
व्यरीरचद् वेदयुगाब्धिभूमिता । ( १४४४ )
कृती कृतीर्मुक्तिपथप्रदर्शिका
नमोऽस्तु तस्मै हरिभद्रसूरये ॥ ७ ॥

यदीययागार्हतदर्शनालय
प्रवशने द्वारमिवास्ति साम्प्रतम् ।
भवार्तितापार्दितशान्तिदायिने,
नमोऽस्तु तस्मै हरिभद्रसूरये ॥ ८ ॥

इत्थ स्तुत श्री हरिभद्रसूरि,
पुण्याभिधान स्तवनाष्टकेन ।
श्रीनेमिसूरेरमृताब्धसूरे–
र्हेमेन्दुनाऽऽमात्र गुरुश्च देवम् ॥ ९ ॥

–मुनि हेमचन्द्रविजय

卐

શાસ્ત્રવિશારદ કવિરત્ન પીયૂષપાણિ પૂજ્ય આચાર્યવર્ય

## શ્રી વિજયામૃતસૂરીશ્વરજી મહારાજ



વાણી મીઠી ગુરુ તુજ તણી તત્ત્વ વર્ષાવનારી,
ને શ્રોતાને શ્રવણ કરવા સર્વદા પ્રેરનારી,
સિદ્ધાન્તોના ગહન વિષયો જાણનારી પ્રભાવી
વંદુ ભાવે અમૃત ચરણે ભક્તિથી શીષ નામી

अभवन्ननु ज्ञातमात्रतो,
भगवत्यभिरत मनो जिने ।
नियत कृतपुण्यकर्मणा,
प्रभवत्येव शुभायती रति ॥ ५ ॥

सुहृनात् सुदिन मदाङ्गिन,
कलुषाद् दु खपाश्च जन्मिन ।
इति वीक्ष्य भवान् भवच्छिदे,
विरति योवनतो गृहीतवान् ॥ ६ ॥

चरणाम्बुजसेवनाचिरं,
समसिद्धान्तविमर्शपारिण ।
विजयान्वितनेमिसद्गुरोः,
समलब्ध श्रुतमिष्टमाधवम् ॥ ७ ॥

विहरन् विविध पुरादिकं,
वरकल्याणपरायणो भवान् ।
जिनधर्ममुपादिशज्जनान्,
परमानन्दपदैककारणम् ॥ ८ ॥

सुरगुर्जरवाचि बोधदा,
व्यतनोत् काव्यतती शुभा कृती ।
बुधशिष्यगणै सुसेवितो,
जयतात्सूरिवर क्षमातले ॥ ९ ॥

रचतेति गुणस्तुतिर्मया,
शुभभक्त्युल्लसितात्मवृत्तिना ।
गुरुदेवपदाम्बुजालिना,
बुधताताग्निमहेमसाधुना ॥ १० ॥

કરવાની ઈચ્છાવાળા ઉપાસકે સૌ પ્રથમ પોતાના ઉપાસ્ય સર્વજ્ઞ દેવનુ સ્વરૂપ સમજવુ જરૂરી છે આ માટે પરમદાર્શનિક ચૌદસો ચુમ્માલિશ અદ્ભુત ગ્રન્થોના પ્રણેતા પરમોપકારી આચાર્ય પુરન્દર શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજે આરાધક આત્માઓને સર્વજ્ઞદેવનુ સાચુ સ્વરૂપ સમજાવવા અન્ય દર્શનકારોએ પોત પોતાની માન્યતા પ્રમાણે માનેલા સર્વજ્ઞનુ નિરસન કરવા પૂર્વક સર્વજ્ઞની સિદ્ધિ કરવા આ 'સર્વજ્ઞસિદ્ધિ' નામના ગ્રન્થરત્નની રચના કરી છે

દુર્બોધ્ય એવા આ મહાગ્રન્થને સુબોધ્ય કરવા માટે શાસન સમ્રાટ્ના પટ્ટાલંકાર શાસ્ત્રવિશારદ કવિરત્ન પીયૂષપાણિ પ્રગુરુવર્ય આચાર્યદેવ શ્રી વિજયામૃતસૂરીશ્વરજી મહારાજે 'સર્વહિતા' નામની સસ્કૃત વૃત્તિ રચી છે આ વૃત્તિમા ગ્રન્થકારના આશયને સચોટ શૈલિથી પ્રતિપાદન કરવામા આવેલ છે છતા સસ્કૃતના અલ્પ અભ્યાસી પણ 'સર્વજ્ઞસિદ્ધિ'ના રહસ્યને જાણવાની ઈચ્છાવાળા આત્માઓ તે જ્ઞાનથી વચિત રહી ન જાય તે માટે અહીં 'સર્વજ્ઞસિદ્ધિ'નો 'ભાષાનુવાદ' યથામતિ આપવામા આવે છે

જો કે સૌગત-નૈયાયિક અને વૈશેષિક વગેરે દર્શનકારોએ પણ પોતાની માન્યતાનુસાર સર્વજ્ઞને સિદ્ધ કરેલ છે, પણ તેઓએ પ્રતિપાદન કરેલ સર્વજ્ઞનુ તે સ્વરૂપ યથાર્થ નથી સૌગત-બૌદ્ધોએ ઈષ્ટ અર્થ માત્રને જાણનાર તરીકે સર્વજ્ઞને સ્વીકારેલ છે પણ સર્વ પદાર્થના દ્રષ્ટા તરીકે માનેલ નથી વેદાન્તીઓ પણ 'सत्य ज्ञानमनन्त ब्रह्म' 'नेह नानास्ति किञ्चन' વગેરે શ્રુતિવડે એક જ સર્વાન્તર્યામી સર્વ જગન્નિયન્તા પરમાત્માને સર્વજ્ઞ માને છે, અને બીજા બધા પદાર્થોને માયા કલ્પિત-અસત્ય કહે છે પણ રાગદ્વેષાદિકર્મસમૂહથી રહિત

શુદ્ધસ્ફટિક સમ નિર્મળ સ્વરૂપ સમવસ્થિત સર્વજ્ઞને માનતા નથી

નૈયાયિકોએ પણ એક જગતના કર્તા તરીકે સર્વજ્ઞને માનેલ છે પણ જ્ઞાનાવરણીયાદિ કર્મના ક્ષયથી ઉત્પન્ન થયેલ કેવળ જ્ઞાનાદિથી વિભૂષિત સર્વજ્ઞને માનેલ નથી મીમાંસકો પણ કેવળ કર્મને જ સ્વીકારે છે પણ સર્વજ્ઞને માનતા નથી વળી સાંખ્યો પણ કાર્ય અને કારણત્વથી રહિત કમળપત્રની જેમ અલિપ્ત સર્વભોક્તા આત્માનો સ્વીકાર કરે છે, પણ જ્ઞાનાદિગુણ વિશિષ્ટ સર્વજ્ઞને કબુલ કરતા નથી અને જે શરીરથી ભિન્ન આત્માની સત્તા જ સ્વીકારતા નથી તેવા ચાર્વાકના મતે તો સર્વજ્ઞની ચર્ચા જ કરવી નકામી છે આથી સર્વજ્ઞના વાસ્તવિક સ્વરૂપથી અનભિજ્ઞ આત્માઓના લાભ માટે સર્વજ્ઞની સિદ્ધિ અત્યંત આવશ્યક છે તે ગ્રન્થનો પ્રારંભ કરતા ગ્રન્થકાર સૂરિ ભગવાન્ ગ્રન્થની નિર્વિઘ્ન પરિસમાપ્તિ અને શિષ્ટાચારનું પાલન કરવા માટે મંગલાચરણ કરે છે મંગલાચરણાત્મક આ શ્લોકમાં મહાવિદ્વાન્ સૂરિજીએ 'વિરોધાભાસ' અલંકારવડે શ્રી જિનેશ્વર દેવના તે તે ગુણકીર્તનરૂપ સ્તુતિ કરેલ છે જેમાં દેખીતી રીતે વિરોધ જણાતો હોય પણ વિચારણા કરવાથી તે વિરોધનો પરિહાર થઈ જાય તેને 'વિરોધાભાસ' કહેવામાં આવે છે અને તેને સાહિત્યમાં 'અલંકાર' ભૂષણરૂપ ગણવામાં આવે છે

મંગળાચરણ –

(૧) જે પ્રભુ લક્ષ્મીને ધારણ કરનાર છે છતા રાગરહિત છે અહીં લક્ષ્મીનું ધારણ કરવું અને રાગરહિતપણું બન્ને પરસ્પર વિરૂદ્ધ છે પણ લક્ષ્મીનો અર્થ અનંતચતુષ્ટયાદિ કરતા વિરોધનો પરિહાર થઈ જાય છે

જે પ્રભુ ક્ષતમતિ અર્થાત્ જેમની બુદ્ધિ નષ્ટ થયેલી છે તેવા છે છતા સકળ પદાર્થના જ્ઞાતા છે અહીં બુદ્ધિનો નાશ અને સકળ પદાર્થનુ જ્ઞાન પરસ્પર વિરૂદ્ધ છે પણ મતિનો મતિજ્ઞાન એવો અર્થ કરવાથી વિરોધનો પરિહાર થાય છે કારણ કે મતિજ્ઞાનના નાશ થયા પછી જ કેવળજ્ઞાનની ઉત્પત્તિ થાય છે

જે પ્રભુ દેવેન્દ્રોથી પૂજાયેલ છે છતા અપ્રસાદી-પ્રસનતારહિત છે અહીં દેવેન્દ્રોથી પૂજ્યમાન છતા અપ્રસન્ન હોય તે વિરોધી વસ્તુ છે પરતુ અપ્રસાદીનો અર્થ આપવા લેવા રૂપ પ્રસન્નતા રહિત એવો કરવાથી વિરોધનો પરિહાર થાય છે કારણ કે વીતરાગદેવ કોઇને કાઈ આપતા પણ નથી-કોઇની પાસેથી કાઈ લેતા પણ નથી

જે પરમગુણરૂપી મહારત્નો આપનાર છે છતા અકિંચનેશ-મહાદરિદ્ર છે અહીં મહારત્નને આપવાપણુ અને દરિદ્રપણુ એ પરસ્પર વિરોધી ધર્મ છે પણ અકિંચનનો અર્થ મુનિ કરવાથી તેના સ્વામી એટલે 'મુનીશ્વર' આ અર્થથી વિરોધનો પરિહાર થઈ જાય છે

જે પ્રભુ સત્ અને અસત્ ઉભય વિધ પ્રવચનને કરનાર છે છતા અસત્ય વક્તા નથી અહીં સદસત્ પ્રવચન કર્તૃપણું અને સત્ય વક્તૃપણુ પરસ્પર વિરોધી વસ્તુ છે પણ સદસત્નો અર્થ સત્ય અને અસત્ય તત્ત્વના નિર્ણાયક એવો કરવાથી સમાધાન થઈ જાય છે

જે પ્રભુ યોગીઓ-ચિત્તની એકાગ્રતાવાળા પુરૂષોને માટે ભાવપરિપૂર્ણપણે ધ્યાન કરવા યોગ્ય છે છતા સિદ્ધિરૂપી સ્ત્રીના કામરૂપ-સ્વામી છે અહીં યોગીઓને માટે ધ્યેય-ધ્યાન વિષય ભગવાન્ કામના જેવા સ્વામી હોય તે વિરૂદ્ધ છે, પરતુ અનગનો

અર્થ અશરીરી કરવાથી સમાધાન થઈ જાય છે કારણ કે સિદ્ધ ભગવતો અશરીરી હોય છે એવા સનાતન મોક્ષમાર્ગનો ઉપદેશ આપનાર શ્રી જિનેશ્વર પ્રભુ જય પામે છે

આ પ્રમાણે બાર વિશેષણો દ્વારા વિરોધાભાસ અલંકારથી જિન સ્તુતિ રૂપ મંગળાચરણ કર્યા બાદ ગ્રન્થકાર ગ્રન્થ રચનાનો હેતુ જણાવે છે—

(૨) ગ્રંથહેતુ—કેટલાક મીમાંસક વગેરે દર્શનકારો મહા મોહ—અજ્ઞાનતાથી પરાભૂત થયેલા 'સર્વજ્ઞની વિદ્યમાનતા નથી જ' એ પ્રમાણે માને છે તેઓના બોધને માટે કૃપાવડે સર્વજ્ઞની સિદ્ધિ કરનાર ન્યાય—તર્ક હું કહું છું

(૩) જે સામાન્યરૂપે પણ સર્વજ્ઞ વિષયનું અજ્ઞાન એટલે કે તેમના સ્વરૂપનું વાસ્તવિક જ્ઞાન ન થવું તે મોહ કહેવાય છે, અને વિદ્યમાન એવા સર્વજ્ઞ દેવોનો 'નથી જ' એવા પ્રકારનો જે દુરાગ્રહ તે મહામોહ કહેવાય છે

(૪) આ રીતના સર્વજ્ઞને નહીં સ્વીકાર કરવા રૂપ મહા મોહથી કલ્યાણ દૂર જાય છે અને દુઃખની સંપત્તિઓ અનિચ્છાએ પણ આવી મળે છે આ કારણથી જ પંડિત પુરુષોએ કહ્યું છે કે—અજ્ઞાન–મહામોહથી બીજો કોઈ શત્રુ નથી

(૫) જેથી મહામોહથી અભિભૂત–પીડિત થયેલા મનુષ્યોને ઘણો જ અનર્થ–અનિચ્છિત વસ્તુની પ્રાપ્તિ અને ઈચ્છિત વસ્તુની અપ્રાપ્તિ થાય છે માટે જ તેવા મનુષ્યો ઉપર તત્ત્વજ્ઞાની પુરુષોની કૃપા અવશ્ય પ્રવર્તે છે

(૬) વળી આ લોકમાં સર્વજ્ઞને સિદ્ધ કરનાર આ ન્યાય —અનુમાનને સાંભળીને ક્લિષ્ટ જ્ઞાનાવરણીયાદિ કર્મના ક્ષયો

પગમભાવથી (કેટલાક મનુષ્યોને) સર્વજ્ઞવિષયક શ્રેષ્ઠ જ્ઞાન પણ ઉત્પન્ન થાય છે

(૭) કદાચ તે તે મનુષ્યોમા રહેલા તેના પ્રકારના દોષોના કારણે તેઓને સર્વજ્ઞવિષયક પ્રકૃષ્ટજ્ઞાનની પ્રાપ્તિ ન થાય છતા પણ હૃદયમા રહેલા અપૂર્વ દયાભાવથી જ સર્વજ્ઞવિષયક જ્ઞાન પ્રાપ્તિનો ઉપાય જણાવ્યો હોવાથી મારો આ પરિશ્રમ સફળ છે (એમ હુ માનુ છુ)

(૮) શ્રેષ્ઠ મુનિઓએ કહ્યુ છે કે–શ્રોતાઓને બોધ થાય કે ન થાય પણ ધર્મનો ઉપદેશ આપવાથી વક્તાને તો અવશ્ય લાભ થાય છે જ

(૯) અહીં પ્રસ ગથી સર્યુ, હવે પ્રસ્તુત વિષયને જણાવીએ છીએ પૂર્વપક્ષ વિના ન્યાય—સર્વજ્ઞસાધક અનુકૂળ તર્કનુ પ્રતિપાદન કરવુ અશક્ય હોવાથી પૂર્વપક્ષના વિષયના કઇક કહેવાય છે

(૧૦) પૂર્વપક્ષી સર્વજ્ઞના વિષયમા આ પ્રમાણે શ કા કરે છે–પ્રત્યક્ષ વગેરે પાચ પ્રમાણ વિષયક અતિક્રાન્તભાવથી–પ્રત્યક્ષ વગેરે પાચ પ્રમાણો દ્વારા સિદ્ધ ન થવાથી સર્વજ્ઞની કલ્પના બરાબર નથી કારણ કે તે રીતે સર્વજ્ઞને સ્વીકારવામા અતિપ્રસ ગ-અતિ વ્યાપ્તિરૂપ દોષ આવે છે પ્રત્યક્ષાદિ પ્રમાણ વિષયતાથી અતિક્રાન્ત થયેલ અર્થાત અસિદ્ધ એવા પ્રકારની વસ્તુનો પણ જો સ્વીકાર કરવામા આવે તો 'આકાશકુસુમ' જેવા અસત્ પદાર્થોને પણ સ્વીકારવા પડે

(૧૧) ઇન્દ્રિય અને પદાર્થના સ યોગથી ઉત્પન્ન થતા પ્રત્યક્ષ પ્રમાણથી સકલ પદાર્થના જ્ઞાતારૂપ સર્વજ્ઞ ગ્રહણ કરી શકાતા

નથી ( કારણ કે તે ચિરાતીત છે ) અને અનુમાનરૂપ પ્રમાણથી પણ સર્વજ્ઞનુ સાધન કરવુ તે અશક્ય છે કારણ કે વહ્નિવ્યાપ્ય ધૂમરૂપ હેતુથી જે રીતે વહ્નિરૂપી સાધ્યની સિદ્ધિ થાય છે તે રીતે સર્વજ્ઞની સિદ્ધિ કરનાર સર્વજ્ઞ-અવિનાભાવી એટલે વ્યાપ્ત કોઈ હેતુ નથી અને હેતુ વગર કોઈપણ સાધ્યની સિદ્ધિ થઈ શકતી નથી

(૧૨) વળી કલ્પસૂત્ર-ભગવતીજી વગેરે સર્વજ્ઞપ્રણીત આગમ ગ્રન્થોથી-શબ્દ પ્રમાણથી પણ સર્વજ્ઞને સાધી શકાય તેમ નથી કારણ કે આગમ ગ્રન્થ એ કેવળ ક્રિયાકાંડાદિ વિધિમાર્ગનો ઉપદેશ આપનાર છે વળી સર્વજ્ઞ અપ્રત્યક્ષ હોવાથી સાદૃશ્ય જ્ઞાન સ્વરૂપ ઉપમાન પ્રમાણથી પણ સર્વજ્ઞ સિદ્ધ થતા નથી પ્રત્યક્ષ જોયેલ વસ્તુ જ ઉપમાન દ્વારા ગ્રહણ કરી શકાય છે અને સર્વજ્ઞપદાર્થ પ્રત્યક્ષ જ્ઞાનનો વિષય નથી

(૧૩) અર્થાપત્તિરૂપ પ્રમાણથી પણ સર્વજ્ઞની સિદ્ધિ કરવી અશક્ય છે કારણ કે સર્વજ્ઞના સ્વીકાર સિવાય પણ સર્વવસ્તુનો વ્યવહાર સિદ્ધ થઇ જાય છે જેના વિના જે વસ્તુ સિદ્ધ થઇ શકે તેમ ન હોય તેના દ્વારા તે વસ્તુનો આક્ષેપ કરવો તે અર્થાપત્તિ કહેવાય છે જેમ કોઈ કહે કે-" पीनोऽयं देवदत्तो, दिवा न भुङ्क्ते " ( પરિપુષ્ટ આ દેવદત્ત દિવસે ખાતો નથી ) અહીં દેવદત્તમા પીનત્વ-સ્થૂલત્વરૂપ ગુણ દેખાય છે તે ભોજન વિના સભવી શકતો નથી અને દિવસે ભોજનનો બાધ છે તેથી રાત્રિભોજનનો આક્ષેપ થાય છે અને रात्रौ अवश्य भुङ्क्ते (રાતે અવશ્ય ખાય છે) એ સિદ્ધ થાય છે ઉપર જણાવેલ દૃષ્ટાન્તની જેમ અહીં કોઈ એવી વસ્તુ નથી કે જે સર્વજ્ઞને ન સ્વીકારવાથી અસિદ્ધ થાય માટે અર્થાપત્તિ પ્રમાણ દ્વારા પણ સર્વજ્ઞને સિદ્ધ કરવા મુશ્કેલ છે આ રીતે

પ્રત્યક્ષ-અનુમાન-ઉપમાન-શબ્દ અને અર્થાપત્તિ એ પાંચે પ્રમાણની સર્વજ્ઞની સિદ્ધિ ન થઈ શકવાથી અનુપલબ્ધિરૂપ પ્રમાણથી સર્વજ્ઞનો અભાવ સ્વીકારવો એ જ યોગ્ય છે

(૧૪) વળી રાગ દ્વેષાદિ અભ્યન્તર દોષોના નાશથી આત્મામાં સર્વજ્ઞપણુ પ્રગટ થાય છે, તેમ જો માનવામા આવે તો પણ તે બરાબર નથી કારણ કે રાગ દ્વેષ વગેરે આત્મસ્વભાવભૂત હોવાથી તેનો આત્યન્તિક-સર્વથા નાશ સંગત થતો નથી જેનો જે સ્વભાવ-સ્વરૂપ હોય તેને કોઈ પણ બદલવા માટે શક્તિમાન નથી રાગાદિ દોષો તે આત્માની સ્વાભાવિક વસ્તુ અને જેની જે સ્વભાવ સિદ્ધ વસ્તુ હોય તેનો સર્વથા નાશ થાય તે અસભવ છે તેથી રાગાદિ દોષોના નાશથી આત્મામા સર્વજ્ઞપણુ પ્રગટે છે તે માનવુ યુક્તિસગત નથી

(૧૫) અને જો રાગ દ્વેષ વગેરે આત્મસ્વભાવભૂત એટલે કે આત્માની સાથે સ્વાભાવિક રીતે સબધવાળા નથી એમ જો સ્વીકારવામા આવે તો તો રાગાદિ સ્વભાવથી રહિત હોવાના કારણે સઘળા જીવો સર્વજ્ઞ થઈ જાય કારણ કે રાગ દ્વેષાદિ કર્મોનો આત્માની સાથેનો સબધ વિચ્છેદ થવો તેને જ તમે સર્વજ્ઞ કહો છો તેથી કોઇક જીવ કોઇક સમયે સર્વજ્ઞ થાય એવુ રહેત નહીં

(૧૬) વળી ઉત્તમ જાતિ વગેરેથી યુક્ત આ સર્વજ્ઞ જગત-જીવના હિતને માટે પ્રવચન કર્તા છે એમ અન્યોએ કહ્યુ છે જો વક્તૃત્વપણુ હોય તો સર્વજ્ઞપણુ કેવી રીતે સભવી શકે જેથી ન્યાયવાદીએ પણ કહ્યુ છે અહીં વાદી વક્તૃત્વ અને સર્વજ્ઞત્વ બન્ને એક સાથે ન હોઈ શકે એમ માનીને શકા કરે છે

(૧૭) ન્યાયવાદીએ શુ કહ્યુ ! તેના જવાબમા ગ્રન્થકાર કહે છે—જેમ સર્વજ્ઞવાદીઓ 'असौ सर्वज्ञ केवलित्वात्'

આ અનુમાનથી સર્વજ્ઞને સિદ્ધ કરે છે, જ્યારે ન્યાયવાદીઓ– "असौ न सर्वज्ञ, वक्तृत्वात् देवदत्तवत्, यो यो वक्तृत्ववान् स स सर्वज्ञत्वाभाववान्" એ અનુમાનથી વક્તૃત્વરૂપ હેતુ દ્વારા સર્વજ્ઞના અભાવને સિદ્ધ કરે છે આ રીતે સર્વજ્ઞવાદી જેને જેને સર્વજ્ઞ તરીકે સ્વીકારે છે ન્યાયવાદી તે તે સર્વજ્ઞનુ આવા અનુમાનથી વારણ કરે છે

(૧૮) સર્વજ્ઞવાદીઓએ પણ ઉત્તમ જાતિ અને નામવડે તે સર્વજ્ઞનો જરૂર નિર્દેશ કરવો પડશે, અને એ રીતે જો જાતિ અને નામથી નિર્દેશ કરવામા આવે તો તે સર્વજ્ઞ વક્તૃત્વરૂપ હેતુથી સર્વજ્ઞત્વના અભાવવાળા અર્થાત અસર્વજ્ઞ સિદ્ધ થઇ જાય

(૧૯) વક્તૃત્વરૂપ હેતુ દ્વારા તે તે જાતિ–નામથી યુક્ત સકળ પદાર્થના જ્ઞાતા રૂપ સર્વ સર્વજ્ઞનુ વારણ કરવામા આવે છે અને એ રીતે જ્યારે સકળ તે તે જાતિ–નામ વિશિષ્ટ સર્વજ્ઞ વિશેષ માત્રનુ વારણ થઇ જાય તો સર્વજ્ઞત્વ સામાન્ય પણ ક્યાથી બાકી રહે તેનુ પણ વારણ સ્વત થઈ જ જાય છે

'विशेषाभावकूटेन सामान्याभावो सिद्धयति' વિશેષાભાવ સમુદાયથી સામાન્યાભાવ સિદ્ધ થાય છે જેમ વાયુમા નીલરૂપ નથી, પીતરૂપ નથી, રક્તરૂપ નથી, એમ તે તે નીલ પીત રક્ત વગેરે રૂપ વિશેષના અભાવથી વાયુમા રૂપ સામાન્યનો અભાવ સિદ્ધ થાય છે એ પ્રમાણે અહીં પણ વક્તૃત્વરૂપ હેતુથી તે તે સર્વજ્ઞ વિશેષના અભાવથી સર્વજ્ઞ સામાન્યનો અભાવ સિદ્ધ થાય છે

(૨૦) હવે ન્યાયવાદી કાર્યકારણભાવથી રાગદ્વેષાદિશૂન્ય સર્વજ્ઞમા વક્તૃત્વાભાવ સિદ્ધ કરતા જણાવે છે—

અજ્ઞાનીને વક્તૃત્વ-પ્રવચન કર્તૃત્વપણુ સભવી શકતુ નથી, અને શરીર કર્મ વિના સભવતુ નથી, અને તે કર્મ પણ રાગ દ્વેષાદિશૂન્ય વ્યક્તિને હોતા નથી અને તે વક્તૃત્વ રાગાદિશૂન્યત્વ મૂલક છે

(૨૧) અને વક્તૃત્વ-પ્રવચન કર્તૃપણુ વિવક્ષા (બોલવાની ઇચ્છા)થી થાય છે, અને તે ઇચ્છા જે ભાવપદાર્થથી થાય છે તે રાગ અને દ્વેષ છે આમ વક્તૃત્વરૂપ હેતુથી સર્વજ્ઞ નથી એ નિશ્ચિત થાય છે

આ પ્રમાણે ૨૧ શ્લોક દ્વારા પૂર્વપક્ષીના મત પ્રમાણે સર્વજ્ઞનો અભાવ સિદ્ધ કર્યો

આ પ્રમાણે 'સર્વજ્ઞ સિદ્ધિ' ગ્રન્થમા
'સર્વજ્ઞતા પ્રતિષેધ પૂર્વપક્ષ' નામનુ
પ્રથમ પ્રકરણ પૂર્ણ થયુ

यथास्थितार्हन्मतवस्तुवादिने,
निराकृताशेषविपक्षवादिने ।
विदग्धमध्यस्थविमूढतारये,
नमोऽस्तु तस्मै हरिभद्रसूरये ॥

—श्री यशोदेवमुनि ।

# પ્રકરણ બીજુ

હવે ગ્રન્થકાર આચાર્યદેવ પૂર્વપક્ષીનાગતનુ 'अत्रोच्यते' ઈત્યાદિ ગ્રન્થ દ્વારા ખડન કરે છે

જે પહેલા કહ્યુ કે-પ્રત્યક્ષ-અનુમાન-ઉપમાન-શબ્દ અને અર્થાપત્તિએ પ્રમાણ પચક વિષયક અતિક્રાન્ત હોવાથી સર્વજ્ઞની કલ્પના અસમીચીન છે, તે પૂર્વપક્ષીની ઉક્તિ સુક્તિસગત નથી કારણ કે પ્રત્યક્ષપ્રમાણ ગોચર-અતિક્રાન્તત્વનો અભાવ હોવાથી સર્વજ્ઞનો અભાવ સાધી શકાય તેમ નથી

જગતના સર્વ પદાર્થો ઇન્દ્રિયપ્રત્યક્ષજન્ય બોધવિષય હોય જ એવુ નથી એટલે કે સર્વ પદાર્થોનુ જ્ઞાન ઇન્દ્રિય પ્રત્યક્ષથી થાય એવો નિયમ નથી. માટે અતિપ્રસગ દોષ હોવાથી પ્રત્યક્ષ ગોચરાતિક્રાન્તપણુ હોવા છતા પદાર્થોની અવશ્ય અસત્તા સિદ્ધ થતી નથી જો ઇન્દ્રિયપ્રત્યક્ષ વિષય પદાર્થની જ સત્તા સ્વીકારવામા આવે તો અગાધ સમુદ્રજળમા પડેલ ઇન્દ્રિયપ્રત્યક્ષના અવિષયરૂપ રત્નાદિકની પણ અસત્તા સ્વીકારવી પડે તેવા રત્નાદિકની પણ અસત્તા જ સ્વીકારવામા શો વાધો છે-એવી શકાનુ સમાધાન કરે છે-ઇન્દ્રિય પ્રત્યક્ષગોચરવિષયક પણ વહ્નિ-વગેરે વિદ્યમાન પદાર્થોનુ અનુમાનાદિજન્ય બોધવિષયતા પણ ઇષ્ટ છે અર્થાત્ ઇન્દ્રિય પ્રત્યક્ષાવિષયક પદાર્થનો બોધ અનુમાનાદિથી થાય એ ઇષ્ટ છે

વળી અગાધ સમુદ્ર જળમા રહેલ રત્નાદિક મીન વગેરેની ઇન્દ્રિયજન્ય પ્રત્યક્ષવિષય હોવાથી સર્વજન-ઇન્દ્રિય પ્રત્યક્ષ ગોચરાતિક્રાન્ત નથી, પરતુ સર્વજ્ઞ તો કોઈની પણ ઇન્દ્રિય

જન્ય પ્રત્યક્ષવિષય ન હોવાથી સર્વજન પ્રત્યક્ષગોચરાતિક્રાન્ત પણ સર્વજ્ઞમા રહી જાય છે માટે તેવા તમારા અભિમત સર્વજ્ઞમા પ્રમાણ નથી તાત્પર્ય એ છે કે—જે પદાર્થ સર્વજન પ્રત્યક્ષગોચરાતિક્રાન્ત હોય તેનો જ અમે અસ્વીકાર કરીએ છીએ પણ જે સર્વજન પ્રત્યક્ષગોચરાતિક્રાન્ત નથી એટલે કે જે કોઈ પણ પ્રાણી દ્વારા ઇન્દ્રિય પ્રત્યક્ષગોચર છે તેની સત્તા માનવામા વાંધો નથી અગાધ જલવર્તી રત્નાદિક મનુષ્યની ઇન્દ્રિયજન્ય પ્રત્યક્ષગોચરાતિક્રાન્ત હોવા છતા મીન વગેરની ઇન્દ્રિયજન્ય પ્રત્યક્ષવિષય છે પણ સર્વજ્ઞ તો કોઈના પણ ઇન્દ્રિયજન્ય પ્રત્યક્ષ વિષય થતા નથી તેથી તે અપ્રમાણ છે

ઉપરોક્ત શંકાનુ સમાધાન કરતા ગ્રંથકાર કહે છે—સર્વ મનુષ્યોના ચિત્તો પ્રત્યક્ષ છે જો સર્વ મનુષ્યોના ચિત્તો પ્રત્યક્ષ વિષય હોય તો જ સર્વજન પ્રત્યક્ષગોચરાતિક્રાન્તપણાનો વિચાર થઈ શકે પણ સર્વજન ચિત્તો પ્રત્યક્ષ નથી માટે સર્વજ્ઞમા સર્વજન પ્રત્યક્ષગોચરાતિક્રાન્તપણાનો સ્વીકાર થઈ શકે તેમ નથી એટલે સર્વજન પ્રત્યક્ષગોચરાતિક્રાન્તત્વરૂપ હેતુથી સર્વજ્ઞની અસત્તા સિદ્ધ થતી નથી પરતુ સત્તા જ સિદ્ધ થાય છે

કદાચ સર્વજન ચિત્તો અપ્રત્યક્ષ છે એમ માનવામા ન આવે પણ પ્રત્યક્ષવિષય સ્વીકારવામા આવે તો પણ સર્વજ્ઞની સિદ્ધિ થાય છે કારણ કે સર્વજનચિત્તોને પ્રત્યક્ષ કરવા માટે અસ્મદાદિ (છદ્મસ્થ) સામાન્ય જન સમર્થ નથી પણ તે પ્રત્યક્ષ કરવા અતીન્દ્રિયાર્થદ્રષ્ટા જ સમર્થ છે અને જે અતીન્દ્રિયાર્થદર્શી છે તે જ સર્વજ્ઞ છે આ રીતે સર્વજ્ઞની સત્તા સિદ્ધ થાય છે

વળી સર્વજન પ્રત્યક્ષગોચરાતિક્રાન્તત્વરૂપ હેતુને પ્રમાણભૂત સ્વીકારવામા આવે તો સંશયની અનિવૃત્તિરૂપ દોષ પણ પ્રાપ્ત

થાય છે એટલે કોઈ પણ વસ્તુની અસત્તા સાબિત કરવા સર્વ જન પ્રત્યક્ષગોચરાતિક્રાન્તત્વરૂપ હેતુને માન્ય ગણી શકાય નહીં જો સર્વજનરૂપ હેતુથી વસ્તુની અસત્તા સિદ્ધ કરવામા આવે અને તેને પ્રામાણિક માનવામા આવે તો જેમ સર્વજનરૂપ હેતુ દ્વારા ખરવિષાણાદિની અસત્તા પ્રતીત થાય છે તેવી જ રીતે તે જ સર્વજનરૂપ હેતુથી ધર્મની પણ અસત્તા સિદ્ધ થાય પરતુ ધર્મની અસત્તા તો તમે પણ સ્વીકારતા નથી માટે તમે જે 'સર્વજન પ્રત્યક્ષગોચરાતિક્રાન્તત્વરૂપ' હેતુથી સર્વજ્ઞની અસત્તા સિદ્ધ કરવા જાવ છો તે તમારૂ કાર્ય આપાત રમણીય-અવિચારિત જ છે

વળી ઇન્દ્રિયપ્રત્યક્ષાત્મક વિજ્ઞાન પણ સાક્ષાત ઉત્પન્ન ન થવાથી તેમજ સપૂર્ણ વસ્તુ પરિચ્છેદાત્મક ન હોવાથી પરમાર્થત-વાસ્તવિક રીતે પ્રત્યક્ષપ્રમાણ નથી ઇન્દ્રિય પ્રત્ય ક્ષાત્મક વિજ્ઞાનમા પ્રત્યક્ષપ્રમાણત્વાભાવ અનુમાન દ્વારા સિદ્ધ થાય છે અનુમાન પ્રકાર આ પ્રમાણે છે—

(૧) इन्द्रियमनोनिमित्त विज्ञानम्, अप्रत्यक्ष, ग्राह्यग्रहीतृव्यति रिक्तनिमित्तोत्थापितप्रत्ययात्मकत्वात्, घूमादग्निज्ञानवत् "

અર્થાત જેવી રીતે 'पर्वतो वह्निमान धूमात्' આ વહ્નિસાધક અનુમાનમા જેમ અનુમિત્યાત્મક વહ્નિજ્ઞાન ગ્રાહ્ય-ગ્રાહકથી ભિન્ન ધૂમરૂપ નિમિત્તથી ઉત્થાપિત પ્રત્યયરૂપ હોવાથી અપ્રત્યક્ષ છે તેવી જ રીતે ઇન્દ્રિયવિજ્ઞાનાત્મક પ્રત્યક્ષ પણ ગ્રાહ્યગ્રાહકથી ભિન્ન ઇંદ્રિય રૂપ હેતુથી ઉત્પન્ન થયેલ પ્રત્યયસ્વરૂપ હોવાથી અપ્રત્યક્ષ જ છે

આ પ્રમાણે ઇન્દ્રિય પ્રત્યક્ષાત્મક વિજ્ઞાન પણ અપ્રત્યક્ષ છે તે સિદ્ધ થયુ

વળી જેવી રીતે વહ્ન્યનુમિતિ જ્ઞાનમા નિશ્ચિત વહ્નિરૂપ સાધ્યના અભાવવાળો હ્રદરૂપ વિપક્ષ છે તેવી જ રીતે ઇન્દ્રિય પ્રત્યક્ષમા પણ કેવલજ્ઞાન એ વિપક્ષ છે

(૨) વળી 'इन्द्रियमनोनिमित्त विज्ञानम अप्रत्यक्षम' અર્થાત્ ઇન્દ્રિયમનોનિમિત્તક વિજ્ઞાન અપ્રત્યક્ષ છે આ રીતની પ્રતિજ્ઞા પણ પ્રત્યક્ષાદિનો વિરોધ કરતી નથી કારણ કે ઇન્દ્રિયમનોનિમિત્તક વિજ્ઞાન સાક્ષાત્ સપૂર્ણ વસ્તુ પરિચ્છેદાત્મક નથી જે વિજ્ઞાન સાક્ષાત્ સપૂર્ણ વસ્તુ પરિચ્છેદાત્મક હોય તે જ પ્રત્યક્ષ કહેવાય છે આથી અસાક્ષાત અને અસપૂર્ણ વસ્તુ પરિચ્છેદાત્મક જે ઇન્દ્રિયમનોનિમિત્તક વિજ્ઞાન તેના પ્રત્યક્ષત્વની અનુપપત્તિ-અસિદ્ધિ થાય છે આથી આ રીતની પ્રતિજ્ઞા પ્રત્યક્ષનો વિરોધ કરી શકતી નથી એ ફલિત થાય છે

(૩) વળી 'इन्द्रियमनोनिमित्त विज्ञानम अप्रत्यक्षम ग्राह्य ग्रहीतृव्यतिरिक्तनिमित्तोत्थापितप्रत्ययात्मकत्वात्" આ અનુમાનમા હેતુનુ પક્ષમા નહીં રહેવાના લક્ષણવાળો અસિદ્ધિ નામનો દોષ પણ નથી, કારણ કે હેતુ પક્ષમા વર્તિ છે સ્વભાવથી જ તાદૃશ પક્ષ વૃત્તિપણાએ તેવી પ્રતીતિ થાય છે અર્થાત ઇન્દ્રિયમનો નિમિત્ત વિજ્ઞાન ગ્રાહ્યગ્રહીતૃવ્યતિરિક્તનિમિત્તો થાપિત પ્રત્યયાત્મક છે, એ પ્રતીતિ દેખાય છે જો યથોદિત વિજ્ઞાનનો ગ્રાહ્યગ્રહીતૃ વ્યતિરિક્તનિમિત્તોત્થાપિત પ્રત્યયાત્મકત્વ સ્વભાવ ન સ્વીકારવામા આવે તો યથોદિત વિજ્ઞાનમા ઇન્દ્રિયમનોનિમિત્તત્વનો અભાવ પ્રાપ્ત થાય

(૪) પુન શકાકાર ઉક્ત અનુમાનમા વ્યભિચારદોષની શકા કરતા કહે છે કે-ઇન્દ્રિયમનોનિમિત્ત વિજ્ઞાન રૂપ પક્ષમા અપ્રત્યક્ષત્વની સિદ્ધિ કરવા તમે જે અનુમાન કર્યું છે તે

અનૈકાન્તિક–વ્યભિચારદોષથી દુષ્ટ હોવાથી અપ્રમાણ છે સાધ્યાભાવાધિકરણનિરૂપિત વૃત્તિ વને વ્યભિચાર દોષ કહેવામા આવે છ જેમ 'द्रव्य सत्वात्' આ અનુમાનમા સત્ત્વરૂપ હેતુ વ્યભિચારી છે કારણ કે દ્રવ્યત્વરૂપ સાધ્યના અભાવનુ અધિકરણ જે ગુણકર્મ તન્નિરૂપિત વૃત્તિના સત્ત્વરૂપ હેતુ ઉપર છે તે પ્રમાણે અહીં પણ અપ્રત્યક્ષત્વરૂપ સાધ્યનો અભાવ જે પ્રત્યક્ષત્વ તદધિકરણ જે અસ્મદીય પ્રત્યક્ષ તન્નિરૂપિત વૃત્તિના આહ્યગ્રહીતૃ વ્યતિરિક્તનિમિત્તોત્થાપિત પ્રત્યયત્વરૂપ હેતુ ઉપર છે તેથી પ્રકૃત હેતુ વ્યભિચારી છે અને વ્યભિચારી જે હેતુ તેનાથી વસ્તુની સિદ્ધિ થતી નથી

આ શકાનુ સમાધાન કરતા સિદ્ધાતી કહે છે—અહીં અનૈકાન્તિક નામનો દોષ નથી, કારણ કે પૂર્વે કહેલા કેવળજ્ઞાનરૂપી વિપક્ષમા ગ્રાહ્યગ્રહીતૃવ્યતિરિક્તનિમિત્તોત્થાપિત પ્રત્યયત્વરૂપ હેતુની સત્તા નથી, વિપક્ષમા જો હેતુની સત્તા હોય તો જ વ્યભિચારી દોષ થઈ શકે તે કેવળજ્ઞાનમા તથાવિધ દર્શન પુરુષરૂપ અર્થ અને વિષય ઉભય નિમિત્તભૂત છે તે (કેવળ) જ્ઞાન ઇન્દ્રિયાદિની અપેક્ષા સિવાય ઉત્પન્ન થાય છે અને તે ચાર ઘાતિ કર્મને ખપાવનાર તીર્થંકર વગેરે સર્વજ્ઞ પુરુષોને જ હોય છે જેને તેને આ જ્ઞાન હોતુ નથી

(૫) વળી ઉક્ત અનુમાનઘટક હેતુમા સાધ્યાભાવવ્યાપ્યત્વરૂપ વિરોધ નામના દોષનો અભાવ હોવાથી હેતુ વિરૂદ્ધ નથી જેમ 'अयं गौ अश्वत्वात्' આ અનુમાનમા ગોત્વાભાવરૂપ સાધ્યભાવવ્યાપ્યપણુ અશ્વત્વરૂપ હેતુમા હોવાથી અશ્વત્વ હેતુ વિરૂદ્ધ છે અને તેનાથી અનુમાન સાધી શકાતુ નથી પણ આ અનુમાનમા તો હેતુ વિપક્ષમાત્રવૃત્તિ નથી તેથી વિરોધ દોષ લાગતો નથી

શંકા-અહીં કદાચ કોઈ એમ શંકા કરે કે-પ્રકૃત અનુમાનમાં વિરોધ દોષ અપ્રતિહાર્ય જ છે કારણ કે સાધ્યાધિકરણમાં નહીં રહેનારા જે હેતુ તે વિરૂદ્ધ કહેવાય છે તો અહીં ઇન્દ્રિયની અપેક્ષા સિવાય કેવળ વ્યાપ્તિજ્ઞાનરૂપ આતરહેતુથી ઉત્પન્ન થયેલ અનુમિતિમાં અપ્રત્યક્ષત્વરૂપ સાધ્યની સત્તા છે પણ ગ્રાહ્ય-વિષય અને ગ્રાહક-જ્ઞાતાથી વ્યતિરિક્ત-ભિન્ન નિમિત્તથી ઉત્પન્ન થયેલ જે પ્રત્યય તદ્રૂપ હેતુની સત્તા નથી, તેથી વિરૂદ્ધ દોષ અહીં અનિવાર્ય જ છે

સમાધાન-ઉપરોક્ત શંકા યુક્તિસંગત નથી કારણ કે અનુમાન દ્વારા ઉત્પન્ન થનાર અનુમિત્યાત્મકજ્ઞાનમાં પણ પ્રત્યક્ષ જ્ઞાન કારણ તરીકે રહે છે જ જેમ ધૂમથી વહ્નિનું અનુમાન કરનાર વ્યક્તિ પહેલા મહાન આદિ સ્થાનોમાં વહ્નિ અને ધૂમનું ચાક્ષુષપ્રત્યક્ષજ્ઞાન કરે છે ને પછી પર્વત સમીપે જઈ ધૂમને જોઈ વ્યાપ્તિસ્મરણ દ્વારા વહ્નિની અનુમિતિ કરે છે તેમ અહીં અનુમિતિજ્ઞાન પણ ઇન્દ્રિયનિમિત્તોત્થાપિત જ છે પણ તેનાથી વ્યતિરિક્ત-ભિન્ન નથી માટે અહીં વિરૂદ્ધ દોષનો અભાવ સિદ્ધ છે

શંકા-પુન કોઈ એમ કહે કે-ગ્રાહ્યગ્રહીતૃવ્યતિરિક્તનિમિત્તોત્થાપિતપ્રત્યયાત્મક હેતુ ઘટક જે નિમિત્ત પદ તેનો અર્થ સાક્ષાત્ નિમિત્તવડે ઉત્થાપિત એવો થાય છે તેથી પ્રસ્તુત અનુમાનમાં સાક્ષાત્ ઇન્દ્રિયનિમિત્તોત્થાપિતપ્રત્યયાત્મકત્વનો અભાવ છે તેથી પૂર્વમાં જણાવેલ વિરૂદ્ધ દોષ દુર્નિવાર જ છે

સમાધાન-તેનું સમાધાન કરતા કહે છે-સમવ્યાપ્યત્વ રૂપવડે હેતુમાં વિરૂદ્ધપણું હોવા છતા વાસ્તવિક રીતે હેતુ અને સાધ્યમાં વિરોધનો અભાવ છે વિશેષ રૂપવડે પણ હેતુ અને સાધ્યનો જો વિરોધ સ્વીકારવામાં આવે તો સમાનાધિકરણ એવા હેતુ અને સાધ્યમાં પણ યતકિંચિત રૂપવડે વિરોધ પ્રાપ્ત

થવાથી હેતુ વ્યવહારનો ઉચ્છેદ પ્રાપ્ત થશે 'વહ્નિમાન્ ધૂમાત્' આ અનુમાનમા પણ મહાનસીયધૂમત્વ અને પર્વતીયધૂમત્વ વચ્ચે ઉપાધિકૃત વિરોધ હોવાથી ધૂમ રૂપ શુદ્ધ હેતુ પણ વિરૂદ્ધ થઈ જાય અને એમ વિશેષ રીતે વિરૂદ્ધ હેતુને પણ જો વિરૂદ્ધ ગણવામા આવે તો આ જાતનો વિરોધ સર્વત્ર હોવાથી હેતુ પદના વ્યવહારનો જ વિનાશ પ્રાપ્ત થશે

(૬) અનુમાનમા દૃષ્ટાન્ત જો સાધ્યહેતુથી રહિત હોય તો તેનાથી તાદૃશ સાધ્યહેતુક અનુમિતિનો અભાવ સિદ્ધ થાય પણ પ્રકૃત અનુમાનમા દૃષ્ટાન્ત તરીકે સ્વીકારેલ 'ધૂમાદગ્નિજ્ઞાનવત્' આ સ્થાનમા ધૂમજ્ઞાનથી અગ્નિજ્ઞાનનુ અનુમાન કરવામા આવે છે માટે અનુમિત્યાત્મક જ્ઞાનમા અપ્રત્યક્ષત્વરૂપ સાધ્ય અને ગ્રાહ્યગ્રહીતૃવ્યતિરિક્ત નિમિત્તોત્થાપિત પ્રત્યયત્વરૂપ હેતુની સત્તા છે માટે તેનાથી અનુમિતિની ઉત્પત્તિ થવામા વાધો નથી.

(૭) શંકા—વળી કોઈ શંકા કરે કે—કેવળજ્ઞાનરૂપી વિપક્ષનો આશ્રય કરીને જ ઉક્ત અનુમાનમા વ્યભિચાર દોષનુ વારણ કરેલ છે, પરન્તુ હજુ તો 'કેવલ' એ વિપક્ષ જ નથી કારણ કે અપ્રત્યક્ષત્વરૂપ સાધ્ય અને પૂર્વકથિત ગ્રાહ્ય૦ રૂપ હેતુ તે બન્ને કેવળજ્ઞાનમા છે

સમાધાન—ઉપરોકત શંકાનુ સમાધાન કરતા ગ્રન્થકાર કહે છે— ન સાધનાવ્યાવૃત્ત્યાદિ, કેવળજ્ઞાનથી અપ્રત્યક્ષત્વરૂપ સાધ્ય ગ્રાહ્ય૦ રૂપ હેતુ બન્નેની નિવૃત્તિ થાય છે, અને જે નિશ્ચિતપણે સાધ્ય તથા હેતુના અભાવવાળો હોય તે વિપક્ષ કહેવાય છે આથી 'કેવળજ્ઞાન' એ નિઃશંકપણે વિપક્ષ છે બીજુ કેવળજ્ઞાન તે સાક્ષાત અર્થ પરિચ્છેદાત્મક અને સપૂર્ણપણે અર્થની પ્રતીતિ કરાવનાર છે, માટે પ્રત્યક્ષ છે જે અસાક્ષાત અને સપૂર્ણ વસ્તુ પ્રતીતિજનક ન હોય તે જ અપ્રત્યક્ષ કહેવાય છે

પુન પૂર્વપક્ષી 'इन्द्रियमनोनिमित्तविज्ञानम् अप्रत्यक्षम्' એ પ્રતિજ્ઞાવાકયમા જ શકા કરે છે કે-ઇન્દ્રિયમનોનિમિત્તવિજ્ઞાન વડે સાક્ષાત્ અર્થનો પરિચ્છેદ-બોધ થાય છે તો તેને તમો અસાક્ષાત્ અને અસંપૂર્ણવસ્તુપરિચ્છેદાત્મક શાથી કહો છો?

સમાધાન-તમારી વાત બરાબર નથી, કારણ કે ઇન્દ્રિય મનોનિમિત્તજ્ઞાનથી જે અર્થ પ્રતિપત્તિ થાય છે તેમા ઇન્દ્રિયોનું વ્યવધાનપણુ હોવાથી તેને પ્રત્યક્ષ કહી શકાય નહીં અને આમ સાક્ષાત્ અર્થપરિચ્છેદનો અભાવ હોવાથી પ્રત્યક્ષત્વનો પણ અભાવ છે

પુન પ્રતિપક્ષી કહે છે-ઇન્દ્રિયોથી જ્ઞાનથી ઉત્પત્તિ થાય છે પરતુ જ્ઞાનપરિચ્છેદ તો સાક્ષાત થાય છે માટે તે પ્રત્યક્ષ જ છે

**સમાધાન**-તમારી આ ઉક્તિ પણ ઉચિત નથી જ્ઞાનોત્પત્તિ સિવાય અર્થપરિચ્છિત્તિની અસિદ્ધિ છે માટે તે અપ્રત્યક્ષ જ છે, કારણ કે પ્રથમ અસાક્ષાત્ પરિચ્છેદસ્વભાવની ઉત્પત્તિ થાય અને પછી તે સાક્ષાત્ પરિચ્છેદસ્વભાવપણાને પ્રાપ્ત કરે તે વિરુદ્ધ વાત છે જે વસ્તુ જેવા સ્વભાવવાળી ઉત્પન્ન થાય છે તે તેવા સ્વભાવવાળી જ પાછળથી દેખાય છે માટે જો અહીં ઇન્દ્રિયો દ્વારા અસાક્ષાત્ પરિચ્છેદસ્વભાવવાળા જ્ઞાનની ઉત્પત્તિ થાય તો પછી તે સાક્ષાત્ પરિચ્છેદવાળુ ન બની શકે વળી ઇન્દ્રિયમનો નિમિત્તવિજ્ઞાનવડે સર્વ-અવયવથી યુક્ત એવા પદાર્થનો બોધ પણ થતો નથી જેમ કે નીલાદિગુણ વિશિષ્ટ ઘટના પ્રત્યક્ષથી સંપૂર્ણ સર્વાવયવથી યુક્ત ઘટનુ પ્રત્યક્ષ થઈ શકતુ નથી અર્થાત્ તારતમ્ય-વ્યાવૃત્તિ વગેરેની પ્રતીતિ થતી નથી જેમ નરસિંહમા સિંહનુ જ્ઞાન સંપૂર્ણવસ્તુબોધાત્મક નથી પણ વસ્તુના એકદેશબોધાત્મક છે તેવી રીતે ઘટના અમુક અવયવનુ જ્ઞાન થવા માત્રથી તે જ્ઞાન સંપૂર્ણ વસ્તુપરિચ્છેદાત્મક કહી શકાય

નહીં આથી ઇન્દ્રિયમનોનિમિત્તવિજ્ઞાન સંપૂર્ણ વસ્તુપરિચ્છેદાત્મક નથી એ સિદ્ધ થયુ

(૮) શંકા–જો ઇન્દ્રિયાદિમા અર્થ સ્વભાવત્વકાર્યત્વનો સ્વીકાર કરવામા ન આવે તો તેનો અર્થની સાથે સંબધની જ અસિદ્ધિ થાય અને જ્યારે સંબધની અસિદ્ધિ થાય તો ઇન્દ્રિયાદિમા લિંગત્વની અનુપપત્તિ–અસિદ્ધિ થશે

સમાધાન–ઇન્દ્રિયોનો અર્થની સાથે જ્ઞાપ્યજ્ઞાપકભાવ સંબંધ સકલસિદ્ધાન્તસંમત છે, તેથી અર્થસ્વભાવત્વકાર્યત્વના અભાવમા પણ ઇન્દ્રિયોનો અર્થની સાથે સંબંધ સ્વીકારવામા કોઈ બાધ નથી

શંકા–સામગ્રીના સદ્ભાવમા આકાશ–પરિમત ઇન્દ્રિયોનુ જ્ઞાનજનન સ્વભાવપણુ જ પ્રસિદ્ધ છે [illegible] નથી તો તમોએ કહેલ ઇન્દ્રિયોનો અર્થની સાથેનો જ્ઞાપ્યજ્ઞાપકભાવ સંબધ કેમ સંગત થઈ શકશે !

સમાધાન–જો સર્વથા ઇન્દ્રિયોનો [illegible] સ્વભાવત્વ જ માનવામા આવે તો તો અર્થ પ્રતીતિની જેમ જ્ઞાનજનન સ્વભાવ વની પ્રતીતિ પણ દુર્વાર થશે અને જો સ્વભાવભેદ સ્વીકારવામા આવે તો ઇન્દ્રિયોમા [illegible] સિદ્ધ જ છે

શંકા–ઇન્દ્રિયોનુ અર્થની સાથે [illegible] હોય તો જ જ્ઞાપ્યજ્ઞાપક ભાવ સંબધ સ્વીકારી [illegible], અને ઇન્દ્રિયોમા જ્ઞાપકપણુ જ્ઞાપકધર્મના અનતિક્રમ [illegible] થાય છે, અને [illegible] ધર્માનતિક્રમ સ્વજ્ઞાનમા [illegible] જે [illegible] તો જ મનાય છે આથી ઇન્દ્રિયોમા [illegible] જ્ઞાપકપણુ જ્ઞાપકધર્માનતિક્રમ પ્રાપ્ત થાય છે

વળી જેમ ધૂમાદિથી [illegible] ઉત્પત્તિ દેખાય છે તેમ ઇન્દ્રિય [illegible] જ્ઞાનપૂર્વ

જણાતુ નથી અને કદાચ જો સ્વીકારવામા આવે તો અવ્યવ હિતપણાએ વસ્તુપ્રતીતિની અનુપપત્તિ થાય તેથી જ્ઞાપ્યધર્માનિ ક્રમથી જ્ઞાપકત્વનો અભાવ અને તેથી ઇન્દ્રિયોનો અથ-પદાર્થની સાથે જ્ઞાપ્યજ્ઞાપક ભાવન બ ધ અનુપપન્ન-અસિદ્ધ સાબિત થાય છે!

સમાધાન-ઇન્દ્રિયોમા મજ્ઞાતજ્ઞાપક સ્વભાવપણુ હોવા છતા સ્વભાવવિચિત્રતાથી જ જ્ઞાપ્યજ્ઞાપક ભાવ સ બધનો પણ સ્વીકાર કરવામા આવે છે અને તેમ કરવાથી પૂર્વે કહેલી સઘળી અનુપપત્તિ-આપત્તિ (દોષો) દૂર થાય છે જેમ ધૂમ હેતુક વહ્નિના અનુમાનમા હેતુ તરીકે સ્વીકારેલ ધૂમમા ધૂમ માત્રની અપેક્ષા રાખવામા આવે છે પણ તેમા નીલ વ-કપિશ વ વગેરે ધર્મ વિશેષની અપેક્ષા રાખવામા આવતી નથી તેવી જ રીતે પ્રસ્તુત અનુમાનમા પણ ઇન્દ્રિયમનોનિમિત્ત વિજ્ઞાનરૂપ પક્ષમા ગ્રાહ્યગ્રહીતૃવ્યતિરિક્તનિમિત્ત સાપેક્ષતા પરોક્ષમાત્રના અપેક્ષિત છે તેના સર્વસાધર્મ્યનો અભિનિવેશ કરવો તે અનુ ચિત જ છે વળી ગ્રાહ્યગ્રહીતૃમાત્રાપેક્ષિત હોવાથી વિપક્ષરૂપે સ્વીકારેલ કેવળજ્ઞાનમા વ્યભિચારી દોષ પણ લાગતો નથી

પ્રતિપક્ષી પુન શકા કરતા કહે છે-કેવળજ્ઞાનમા ગ્રાહ્ય ગ્રહીતૃમાત્રનુ અપેક્ષિતપણુ જ અનુપપન્ન છે કારણ કે તેમા ગ્રાહ્ય અને ગ્રાહકથી ભિન્ન કર્મક્ષયરૂપ નિમિત્તની પણ વિદ્યમાનતા છે

સમાધાન-જેમ ઇન્દ્રિયમનોનિમિત્તપ્રત્યક્ષાત્મક પક્ષમા ગ્રાહ્ય અને ગ્રાહકથી ભિન્ન ક્ષયોપશમનુ કારણપણ હોવા છતા પક્ષત્વની સિદ્ધિ માટે જેમ ક્ષયોપશમરૂપ કારણની ગ્રાહ્યગ્રહીતૃવ્યતિરિક્ત નિમિત્તત્વ તરીકે વિવક્ષા કરવામા આવતી નથી તેવી જ રીતે અહીં પણ વિપ ક્ષત્વની સિદ્ધ માટે કર્મક્ષયાદિરૂપ કારણની ગ્રાહ્યગ્રહીતૃવ્યતિરિક્તનિમિત્તત્વરૂપે વિવક્ષા નથી કરી

(૯) આક્ષેપ—સકળ પદાર્થગ્રાહક અતીન્દ્રિય પ્રત્યક્ષગોચરાતિક્રાન્તપણુ પણ કેવળજ્ઞાનને નથી, જો તેમ સ્વીકારવામા આવે તો સમસ્ત પદાર્થ આસ્તિત્વ અને સર્વજ્ઞગ્રાહકત્વ આ બન્ને પરસ્પર વિરુદ્ધ થાય, અને સર્વજ્ઞ સબધી વિવાદ પણ અનુપપન્ન થાય

હવે અહીં પૂર્વપક્ષીએ પહેલા જે સર્વજ્ઞનુ અનુમાન પ્રમાણગોચરાતિક્રાન્તપણુ સિદ્ધ કર્યુ હતુ તેનુ ખડન કરતા સિદ્ધાન્તી કહે છે–તે તમારૂ કથન યુક્તિસગત નથી કારણ કે ધર્માદય કસ્યચિત્ પ્રત્યક્ષા, જ્ઞેયત્વાત્, ઘટવત્ આ અનુમાન દ્વારા ધર્માદિરૂપપક્ષમા જ્ઞેયત્વ હેતુવડે કિંચિન્નિષ્ઠપ્રત્યક્ષવિષયત્વની સિદ્ધિ થાય છે આથી સર્વજ્ઞમા પણ જ્ઞેયત્વની સત્તા હોવાથી અનુમાન દ્વારા સર્વજ્ઞ પ્રત્યક્ષવિષય છે એ સિદ્ધ થાય છે

પ્રતિપક્ષીની શકા–સર્વે ધર્માદય, કસ્યચિત્પ્રત્યક્ષા, જ્ઞેયત્વાત્, ઘટવત્, આ અનુમાન નથી પણ અસદ્ અનુમાન–અનુમાનાભાસ છે, કારણ કે અહીં જેને પક્ષ તરીકે સ્વીકારવામા આવેલ છે તે અપ્રસિદ્ધ વિશેષણ યુક્ત છે જેમ અહીં સર્વ ધર્માદિ એ પક્ષ છે, તેમા અતીન્દ્રિય પ્રત્યક્ષવડે પ્રત્યક્ષત્વ એ સાધ્ય છે પણ તે પ્રત્યક્ષ કોઈને પણ પ્રસિદ્ધ ન હોવાથી અહીં ‘આશ્રયાસિદ્ધિ’ નામનો દોષ આવે છે વળી જ્ઞેયત્વ રૂપ હેતુ પણ વ્યભિચારી છે કારણ કે તે પ્રત્યક્ષત્વરૂપ સાધ્યના અભાવથી વિશિષ્ટ અભાવ રૂપ પદાર્થમા પણ વિદ્યમાન છે, માટે તે અસદ્ધેતુ–હેત્વાભાસથી, પણ અનુમાન સિદ્ધ થાય નહીં વળી દૃષ્ટાન્ત જે ‘ઘટવત્’ આપવામા આવ્યુ છે તે પણ સાધ્યથી વિકલ–રહિત છે દૃષ્ટાન્ત તે જ થઈ શકે જે હેતુ અને સાધ્ય ઉભયથી યુક્ત હોય પણ અહીં ઘટ રૂપ દૃષ્ટાન્તમા જાત્યન્તર ઘટત્વનુ પ્રત્યક્ષ થાય છે પણ પ્રત્યક્ષત્વરૂપ સાધ્યનો અભાવ છે

માટે 'ઘટ' ને દૃષ્ટાન્ત તરીકે ગણી શકાય નહીં બીજુ અહીં વિપક્ષ તરીકે 'न किञ्चित्'નો નિર્દેશ કરવામા આવ્યો છે તે પણ યોગ્ય નથી કારણ કે 'न किञ्चित्' એટલે તુચ્છ, તે તુચ્છમા જ્ઞેયત્વરૂપ હેતુની સત્તા હોવાથી વિપક્ષવ્યાવૃત્તત્વનો અભાવ છે

આથી પક્ષસત્ત્વ–સપક્ષસત્ત્વ–વિપક્ષાસત્ત્વ–અસત્પ્રતિપક્ષિતત્વ અને અબાધિતત્ત્વરૂપ પાચ કારણોની અનુપપત્તિ થતી હોવાથી આ અનુમાન સભવી શકતુ નથી

૧૦) સમાધાન—જે તમે પક્ષમા અપ્રસિદ્ધ વિશેષણત્વદોષ બતાવ્યો તે યોગ્ય નથી કારણ કે અપ્રસિદ્ધવિશેષણત્વરૂપ દોષનો સ્વીકાર કરવામા આવે અર્થાત્ તે દોષને દોષ તરીકે જો ગણવામા આવે તો અનુમાનનો સર્વથા ઉચ્છેદ પ્રાપ્ત થશે કેમ કે અપ્રસિદ્ધ વિશેષણત્વરૂપ દોષનો સર્વત્ર સભવ છે જેમ કે—'शब्द अनित्य कार्यत्वात्' આ અનુમાનમા પણ વર્ણાદિરૂપ વ્યક્તિસમવેત કાર્યત્વ (અનિત્યત્વ)રૂપહેતુવડે અનિત્યત્વને સિદ્ધ કરવામા આવે છે, પણ અનિત્યત્વ કોઈ પણ સ્થાને પ્રસિદ્ધ નથી માટે અહીં અપ્રસિદ્ધવિશેષણત્વરૂપદોષ આવવાથી અનુમિતિ થશે નહીં

જો કદાચ તમે એમ કહેશો કે–'शब्द अनित्य' આ અનુમાનમા અનિત્યત્વજાતિનુ ગ્રહણ કરવાથી અપ્રસિદ્ધવિશેષણત્વરૂપ દોષ લાગતો નથી, તો धर्मादय कथचित्प्रत्यक्षा આ અનુમાનમા પણ પ્રત્યક્ષત્વ જાતિનુ ગ્રહણ કરીને દોષવારણ તુલ્ય જ છે

જો 'धर्मादय कथचित्प्रत्यक्षा' એ અમારા અનુમાનમા ઇષ્ટ અપ્રત્યક્ષત્વની અસિદ્ધિ થશે એમ તમે કહેશો તો શબ્દા નિત્યત્વ અનુમાનમા પણ અનિત્યત્વની અસિદ્ધિ સમાન જ છે

જો તમે એમ કહેશો કે–અનિત્યત્વ એ લૌકિક હોવાથી તેની સિદ્ધિ થઈ શકે છે, પરન્તુ પ્રત્યક્ષત્વ તો અલૌકિક છે માટે તેની સિદ્ધિ કરવી મુશ્કેલ છે તો તે તમારુ કથન યુક્તિયુક્ત નથી કારણ કે અલૌકિક વેદાપૌરુષેયત્વ વગેરેને મેયત્વ તરીકે તમોએ જ સ્વીકારેલા છે તેથી તમો પ્રત્યક્ષત્વ અલૌકિક હોવાથી તેની સિદ્ધિ નહીં થાય એમ કઈ રીતે કહી શકો !

વળી તમે હેતુમા જે વ્યભિચારી દોષ જણાવ્યો હતો તે દોષ પણ નથી તમે કહ્યુ હતુ કે–અભાવમા મેયત્વરૂપ હેતુની સત્તા છે પણ પ્રત્યક્ષરૂપ સાધ્યની સત્તા નથી તેથી વ્યભિચાર છે તે તમારૂ કથન અવિચારિત છે કારણ કે અભાવમા વસ્તુ ધર્મપણુ હોવાથી અપ્રત્યક્ષત્વ છે જ નહીં જો તેમા વસ્તુધર્મનો સ્વીકાર કરવામા ન આવે તો જ તેમા વસ્તુત્વનો અભાવ થાય પણ અભાવમા વસ્તુત્વ છે માટે પ્રત્યક્ષત્વ પણ છે

વળી વિપક્ષ ' न किञ्चित् 'મા સાધના વ્યાવૃત્તપણુ જે બતાવ્યું હતુ તે પણ નથી જેમા વસ્તુત્વનો અભાવ છે એટલે જે અત્યન્ત અવિદ્યમાન અર્થાત્ તુચ્છ છે તેમા જ્ઞેયત્વનો પણ અભાવ છે જે પદાર્થ પ્રમાણથી જણાવાનો હોય તે જ જ્ઞેય કહેવાય છે

તુચ્છમા પ્રમાણ પ્રવૃત્તિનો અસભવ છે તેથી તેમા જ્ઞેયત્વ નથી અભાવરૂપ પ્રમાણ પણ તુચ્છથી ભિન્ન નથી અર્થાત્ અભિન્ન છે માટે તુચ્છની જેમ તેની પણ અપ્રવૃત્તિ થાય છે

આ પ્રમાણે પૂર્વોક્ત અનુમાન સર્વથા નિર્દુષ્ટ હોવાથી સર્વજ્ઞમા અનુમાનગોચરાતિક્રાન્તપણાનો અભાવ સિદ્ધ થાય છે

(૧૧) હવે કોઈ પ્રતિપક્ષી સર્વજ્ઞજ્ઞાનમા જ્ઞેયત્વને સ્વીકારે છે પણ પ્રત્યક્ષને સ્વીકારતો નથી તે આ પ્રમાણે શકા કરે છે–

સર્વજ્ઞજ્ઞાનમા જ્ઞેયત્વપણુ હોવા છતા પ્રત્યક્ષત્વની અનુપપત્તિ છે સર્વજ્ઞજ્ઞાનથી અર્થનુ પ્રત્યક્ષજ્ઞાન થતુ હોવાથી જ્ઞાનમા જો પ્રત્યક્ષત્વ સ્વીકારવામા આવે તો અર્થનુ અપ્રત્યક્ષત્વ પ્રાપ્ત થશે કોઈપણ વસ્તુમા જ્ઞેયત્વ અને પ્રત્યક્ષત્વ એકાધિકરણનેન-સમ કાળપણે રહી શકતા નથી અન્ય સર્વજ્ઞગત જ્ઞેયત્વ અને અન્ય સર્વજ્ઞગત પ્રત્યક્ષત્વનો સ્વીકાર કરવામા આવે તો અનવસ્થા દોષ પ્રાપ્ત થશે

સમાધાન-તમે કરેલી શકા ઉચિત નથી અર્થગ્રહણરૂપ જ્ઞાન સ્વસવિદિત હોવાથી પ્રત્યક્ષત્વનુ ઉપપાદન થઈ શકે છે, માટે ઉભય પ્રત્યક્ષત્વ સ્વીકારવામા કોઈ પણ જાતની ક્ષતિ નથી જો ઉભય પ્રત્યક્ષ સ્વીકારવામા ન આવે તો અર્થ પ્રત્યક્ષત્વની અસિદ્ધિ થશે જ્ઞાન સબધથી શૂન્ય અને એથી જ અવિકારી દર્શી જે આત્મા તેના દર્શનનો અભાવ થશે અને અર્થને જોના એવા આત્માની જે ચિદ્રૂપા વિક્રિયા તે જ અજ્ઞાન છે એ પ્રમાણે સર્વજ્ઞપણુ અનુપપન્ન-અસિદ્ધ થશે

શકા-સાધ્યની સત્તામા જ જેની સત્તા હોય તે હેતુઅવિના ભૂત કહેવાય છે એવા અવિનાભૂત હેતુ દ્વારા જ સાધ્યનુ અનુમાન ઇષ્ટ છે પણ યત્ર કવચિત્ કોઇક સ્થાને સાધ્ય અને હેતુનુ સામાનાધિકરણ્ય-એકાધિકરણવૃત્તિત્વ હોય તેનાથી સાધ્યનુ અનુમાન થઈ શકતુ નથી જેમ કે ધૂમરૂપ હેતુ અગ્નિરૂપ સાધ્યનો અનુમાપક છે, પણ પાનીય-જલનો અનુમાપક નથી કારણ કે વહ્ન્યવિનાભૂતપણુ ધૂમમા છે પણ જલમા નથી તેવી જ રીતે અહીં પણ અતીન્દ્રિયભાવોમા જ્ઞેયત્વનુ પ્રત્યક્ષત્વાવિના ભૂતપણુ ન દેખાવાથી અર્થાત્ જ્ઞેયત્વરૂપ હેતુ પ્રત્યક્ષત્વરૂપ સાધ્યનો અવિનાભૂત નહીં કિન્તુ વિનાભૂત હોવાથી જ્ઞેયત્વરૂપ હેતુ દ્વારા પ્રત્યક્ષત્વની સિદ્ધિ થઈ શકે તેમ નથી

સમાધાન-સામાન્યથી દષ્ટાનુમાનનીતિનો આશ્રય કરીને જેવી રીતે સૂર્યમા દેશાન્તર પ્રાપ્તિરૂપ હેતુવડે ગતિમત્ત્વરૂપ સાધ્યને સિદ્ધ કરવામા આવે છે ત્યા દેશાન્તર પ્રાપ્તિરૂપ હેતુને ગતિમત્ત્વ રૂપ સાધ્યનુ અવિનાભૂતપણુ નથી છતા-' आदित्य गतिमान् देशान्तरप्राप्ते देवदत्तवत् " આવુ અનુમાન થાય છે તેવી જ રીતે પ્રસ્તુત અનુમાનમા પણ અતીન્દ્રિયભાવોમા જ્ઞેયત્વને પ્રત્યક્ષ ત્વનુ અવિનાભૂતપણુ ન હોવા છતા જ્ઞેયત્વરૂપ હેતુથી પ્રત્યક્ષત્વ રૂપ સાધ્યનુ અનુમાન થાય તેમા કોઈ પણ જાતનો બાધ નથી

પુન પ્રતિપક્ષીનુ શકા કરતા કહે છે કે-તમોએ કરેલુ સમાધાન યુક્તિસહ નથી દેવદત્તમા ગતિમત્ત્વરૂપ સાધ્યવડે દેશાન્તર પ્રાપ્તિરૂપ હેતુનુ અવિનાભૂતપણું દષ્ટ છે તે જ આદિત્યના અનુમાનમા પણ ગમક બનશે અને તેથી ત્યા અનુમાન સાધી શકાશે પણ તમારા અનુમાનમા તો તેવુ કોઈ ગમક નથી માટે દોષ દુર્વાર છે ?

સમાધાન-તમારી જેમ અમારે પણ ઘટમા જ્ઞેયત્વરૂપ હેતુનુ પ્રત્યક્ષત્વાવિનાભાવપણુ દષ્ટ જ છે તે જ પ્રસ્તુત અનુમાનમા ગમક બનશે કદાચ તમે એમ શકા કરો કે-અતીન્દ્રિયપ્રત્યક્ષત્વ હોવાથી તમારા અનુમાનમા પ્રત્યક્ષત્વાવિનાભૂતપણુ જ્ઞેયત્વમા અદષ્ટ છે તો તમારે પણ દેવદત્તમા ગગનગતિમત્ત્વવડે દેશાન્તર પ્રાપ્તિનુ અવિનાભાવપણુ તુલ્ય જ છે

વળી સાધર્મ્ય દષ્ટાન્તના અભાવરૂપ દોષ પણ સાધ્યને નથી કારણ કે અત્યન્તર પ્રત્યક્ષવડે ત્યા પ્રત્યક્ષત્વની અસિદ્ધિ હોવા છતા સામાન્યપણે પ્રત્યક્ષત્વની સિદ્ધિ થાય છે અને વિશેષ અનુગમનો અભાવ હોવાથી સામાન્યત પ્રત્યક્ષત્વની સિદ્ધિ થાય તે ઉચિત જ છે

(૧૨) વળી પ્રકૃત અનુમાનમા વૈધર્મ્ય દૃષ્ટાન્તનો દોષ પણ નથી 'न किञ्चित्' એ તુચ્છાભાવથી જ્ઞેયત્વની નિવૃત્તિ થાય છે પ્રતિપાદનના ઉપાય તરીકે તેનુ કથન કરવાના કોઈ દોષ નથી નહીંતર નિઃસ્વભાવપણાએ તેનાથી અતિપ્રસંગદોષના કારણે જ્ઞાનની ઉત્પત્તિ નહીં થાય હવે સિદ્ધાન્તી અન્ય પ્રકાર વડે પણ સર્વજ્ઞની સિદ્ધિ બતાવનાર અનુમાનાન્તર આ પ્રમાણે કહે છે કોઈક અન્ય સ્થાને પ્રસિદ્ધ જે વસ્તુ તેનો જ અન્ય તત્સદૃશ વસ્તુમા વ્યવહારોપચાર કરાય છે જેમ શૌર્ય-ક્રૂરતા વગેરે ગુણોવડે ગુણવાન્ તરીકે પ્રસિદ્ધ એવા સિંહ શબ્દનો તાદૃશ ગુણવિશિષ્ટ સિંહભિન્ન ચૈત્રાદિમા પણ વ્યવહાર કરાય છે આ પ્રમાણે અનેક શાસ્ત્રકલાજ્ઞાનયુક્ત કોઈક સર્વજ્ઞભિન્ન પુરૂષમા પણ સર્વજ્ઞ શબ્દનો વ્યવહાર દેખાય છે આ વ્યવહાર ત્રિકાલદર્શી સર્વજ્ઞ ભગવન્તમા થતા સર્વજ્ઞ શબ્દના વ્યવહારની અપેક્ષાએ ગૌણ છે તેથી સર્વજ્ઞ શબ્દનો મુખ્ય તરીકે જેમા પ્રયોગ થાય તે લોકાલોક સ્વરૂપવિત્ સર્વજ્ઞની સત્તા અવશ્ય સિદ્ધ થાય છે

આ રીતે શૌર્યાદિ ગુણવિશિષ્ટ વ્યક્તિમા કરાતો સિંહ શબ્દનો ગૌણ વ્યવહાર જેમા મુખ્ય રીતે તેનો પ્રયોગ થાય તે સિંહની વિદ્યમાનતા સિદ્ધ કરે છે તે જ પ્રમાણે અનેક શાસ્ત્રકળાકુશળ વ્યક્તિમા કરાતો સર્વજ્ઞશબ્દનો ગૌણ પ્રયોગ સર્વવિત્ મુખ્ય સર્વજ્ઞની સિદ્ધિ કરે છે

પ્રકૃત અનુમાનમા 'અનેક શાસ્ત્રકલાસંવેદનયુક્ત કોઈક પુરૂષમા સર્વજ્ઞ તરીકેનો કરાતો વ્યવહાર તદન્ય મુખ્યાપેક્ષ છે' આ રીતની પ્રતિજ્ઞા પ્રત્યક્ષાદિ વિરોધવાળી નથી, કારણ કે તેના લક્ષણનો અયોગ છે જેમ કોઈ પુરૂષ અનુમાનદ્વારા અગ્નિમા શૈત્યની સિદ્ધિ કરવા વિચાર કરે પણ અગ્નિમા ત્વગિન્દ્રિયથી

# પ્રકરણ ત્રીજુ

આમ પૂર્વપક્ષીએ સર્વજ્ઞમા જણાવેલ પ્રત્યક્ષગોચરાતિક્રાન્તત્વ તથા અનુમાનગોચરાતિક્રાન્તત્વનુ ખડન કરી સર્વજ્ઞ પ્રત્યક્ષ વિષય છે તથા અનુમાનગમ્ય છે એ સિદ્ધ કર્યું હવે ગ્રન્થકાર સૂરિદેવ સર્વજ્ઞમા આગમગોચરાતિક્રાન્તત્વનુ પણ ખડન કરતા પૂર્વપક્ષીને જણાવે છે-તમે જે સર્વજ્ઞમા આગમ ગોચરાતિક્રાન્તપણુ-આગમપ્રમાણવિષયત્વાભાવ કહો છો તે તમારૂ વચન અસિદ્ધ છે કારણ કે 'स्वर्गकेवलार्थिना तपोध्यानादि कर्तव्यम्' સ્વર્ગાર્થી અને કેવલાર્થીએ તપ અને ધ્યાનાદિ કરવુ જોઇએ, અર્થાત્ તપ અને ધ્યાનાદિ અનુષ્ઠાનને આચરનાર સ્વર્ગ અને કેવળજ્ઞાનને મેળવે છે આ આગમ વચનથી સ્વર્ગી તથા કેવળીની સત્તા સિદ્ધ થાય છે તેમા જે કેવળી થાય છે તેને જ અમે સર્વજ્ઞ કહીએ છીએ આ રીતે ,આગમ પ્રમાણથી સર્વજ્ઞની સિદ્ધિ સ્પષ્ટ છે

પુન, પ્રતિપક્ષી શકા કરતા કહે છે—

તમે ભલે આગમ પ્રમાણથી કેવલી-સર્વજ્ઞની સિદ્ધિ કરી પણ જે વચન દ્વારા તમે સર્વજ્ઞને સાધો છો તે આગમવચન જ અમારે અપ્રમાણ છે, કારણ કે તે પુરૂષકર્તૃક છે આગમવચનને અપ્રમાણ સાબિત કરનાર અનુમાન પ્રકાર આ પ્રમાણે છે आगमवचनम् अप्रमाणम् पुरुषकर्तृकत्वात्, यत्पुरुषकर्तृकं तदप्रमाणं रथ्या पुरुषवाक्यवत्

આ અનુમાનથી આગમવચનની અપ્રામાણિકતા સિદ્ધ થાય છે।

સમાધાન—અમે સર્વજ્ઞપુરૂષને આગમના કર્તારૂપે નહીં પણ આગમના વક્તા તરીકે માનીએ છીએ, તેથી તમે જે પુરૂષકર્તૃત્વ રૂપ હેતુ દ્વારા આગમવચનને અપ્રમાણ જણાવો છો તે યુક્તિ સંગત નથી

કારણ કે અસિદ્ધ હેતુથી અનુમાન સાધી શકાય નહીં અમે આગમમા પુરૂષકર્તૃત્વને માનતા ન હોવાથી અમારા મતે તે હેતુ અસિદ્ધ છે તેથી તેના દ્વારા આગમને અપ્રમાણ સિદ્ધ કરવાનો તમારો પ્રયાસ નિરર્થક છે વળી સર્વજ્ઞપુરૂષ આગમના કર્તા નથી પણ વક્તા છે આ વાત સ્વશાસ્ત્ર વિરૂદ્ધ પણ નથી, એટલે કે અમારૂ શાસ્ત્ર પણ સર્વજ્ઞને આગમના વક્તા તરીકે જ સિદ્ધ કરે છે કારણ કે શ્રી તીર્થ કરદેવો સમવસરણમા બિરાજી દેશના આપે છે ત્યારે પ્રારંભમા 'नमो तित्थस्स (नमस्तीर्थाय) એ વચનને ઉચ્ચારે છે પણ તેની રચના કરતા નથી

શંકા—ભલે તમે પુરૂષવક્તૃત્વ રૂપ હેતુ દ્વારા આગમમા પુરૂષકર્તૃત્વની અસિદ્ધિ કરી, પણ તેથી તમારે અભીષ્ટ આગમ પ્રામાણ્યની સિદ્ધિ થઇ શકે તેમ નથી જે પુરૂષવક્તૃત્વરૂપ હેતુને પ્રામાણ્યની સિદ્ધિમા તમો કારણભૂત ગણો છો તે જ હેતુ દ્વારા આગમ–અપ્રામાણ્યની સિદ્ધિ થાય છે

સમાધાન—જો પુરૂષવક્તૃત્વરૂપહેતુનુ આશ્રયણ કરી તમે આગમનુ અપ્રામાણ્ય સિદ્ધ કરશો તો તત્તુલ્યન્યાયાત્–તેની જેમ જ વેદનુ પણ અપ્રામાણ્ય પ્રાપ્ત થશે કારણ કે વેદમા પણ પુરૂષવક્તૃત્વરૂપ હેતુ સમાન છે

કદાચ તમે કહેશો કે અમે વેદમા પુરૂષવક્તૃત્વ માનતા નથી તેથી અમને કોઈ દોષ લાગતો નથી તો આ તમારૂ ન્યાયસંગત નથી કારણ કે પુરૂષનિષ્ઠ ઉચ્ચારણરૂપ

સિવાય વેદનુ શ્રવણ પ્રત્યક્ષ અનુભવી શકતુ નથી, અને તમે વેદને શ્રાવણપ્રત્યક્ષ વિષય માનો છો તેથી તમારે અગત્યાન છુટકે વેદને પુરૂષવક્તૃક માનવા જ પડશે

વળી તમે કહેશો કે અમે વેદોપલબ્ધિમા પુરૂષવ્યાપારને નહીં પણ આનુપૂર્વીનિયતિભાવાદિને કારણસ્વરૂપે સ્વીકારીએ છીએ તો અમારે પણ તમારી સમાન જ છે જેમ તમે બ્રહ્માદિને વેદના ઉત્પાદક રૂપે નહીં પણ આનુપૂર્વીવિશેષરૂપ વેદના વક્તા રૂપે માનો છો તેમ અમે પણ શ્રી તીર્થંકરદેવને આગમના ઉત્પાદક રૂપે નહીં પણ આગમના વક્તા તરીકે માનીએ છીએ આમ પુરૂષવક્તૃત્વરૂપ હેતુથી આગમનુ અપ્રામાણ્ય સિદ્ધ કરવાનો તમારો પ્રયાસ નિરર્થક છે તે સિદ્ધ થયુ

કદાચ તમે એમ કહેશો કે–જૈનાગમ અર્હદ્–તીર્થંકરભાષિત હોવાથી અમે તેને અપ્રમાણ કહીએ છીએ તો તે તમારૂ કથન કોઈ રીતે માનવા યોગ્ય નથી

જે વસ્તુ નિશ્ચિત અને અવિપરીત એટલે યથાર્થજ્ઞાનોત્પાદક હોય તેનો પ્રમાણ તરીકે સ્વીકાર કરેલ છે અને એથી આગમ પણ નિશ્ચિત અને યથાર્થ બોધજનક હોવાથી નિઃશંકપણે પ્રમાણ રૂપ જ છે જો આગમ અનિશ્ચિત અને વિપરીત–અયથાર્થજ્ઞાનનુ પ્રતિપાદન કરે તો જરૂર અપ્રમાણ થાત પણ તેવા જ્ઞાનનુ પ્રતિપાદન ન કરતા હોવાથી આગમ અપ્રમાણ નથી જ જો નિશ્ચિત અને અવિપરીતજ્ઞાનનુ પ્રતિપાદન કરનારને પણ અપ્રમાણરૂપ માનવામા આવે તો જગતમા કોઇ પણ વસ્તુ પ્રમાણભૂત રહે જ નહીં–અને શબ્દપ્રામાણ્યની પણ પ્રમાણાભાવથી અનુપપત્તિ–અસિદ્ધિ થાય

તે પ્રામાણ્યનું ઉપાદાન અને ઇતર નિમિત્તના પ્રભાવથી અપરાધીનપણું હોવાથી અર્થગ્રહણપરિણામ અને પ્રત્યાયાન્તર-અન્ય પ્રત્યયના અનુભવથી સ્વ અને પરથી જ જ્ઞપ્તિ-બોધ થાય છે કર્મ અને કરણથી નિષ્પાદ્ય તે પ્રામાણ્ય ઉભયની અપેક્ષા વાળુ હોવાથી સ્વ-પરથી સ્વકાર્યનુ પ્રવર્તન કરે છે

વિજ્ઞાનનો અર્થ પરિચ્છેદ સ્વરૂપ ધર્મ પણ વ્યતિરિક્ત-ભિન્ન જ છે એમ નહીં, જો એમ માનવામા આવે તો 'ઞ્ય ઞ્યમ્ તેનો આ, આ રીતનો સબધ ઘટી શકે નહીં જો કથચિત અભિન્ન માનવામા આવે તો કથચિત ભિન્ન પણ પ્રાપ્ત થઈ જાય

જ્ઞાનનો પણ પરથી ભાવ નથી એમ નહીં અર્થાત પરથી ભાવ છે-કારણ કે इन्द्रियमनोऽर्थसंनिकर्षो हि ज्ञानस्य हेतु ઇન્દ્રિય મન અને પદાર્થનો સનિકર્ષ-સબધ જ્ઞાનમા કારણ છે, એ વચનથી પરથી ભાવની સિદ્ધિ થાય છે

હવે આ વિષયને છોડી પૂર્વપક્ષી સર્વજ્ઞવિષયમા પ્રશ્ન કરે છે

શકા-આગમનુ નિત્યપણુ હોવા છતા પણ સર્વજ્ઞની કલ્પના વ્યર્થ છે !

સમાધાન-વિહિત-કૃત અનુષ્ઠાન-સત્ક્રિયાના ફલસ્વરૂપ હોવાથી સર્વજ્ઞની કલ્પના યુક્તિયુક્ત છે

શકા-સર્વજ્ઞ અદૃશ્ય-પ્રત્યક્ષવિષય ન હોવાથી તેને વિહિતાનુષ્ઠાનફલસ્વરૂપે કલ્પના તે અનુપપન્ન-અસિદ્ધ છે

સમાધાન-જે વસ્તુ પ્રત્યક્ષ દેખાતી હોય તેને જ સ્વીકાર વામા આવે અને જે પ્રત્યક્ષવિષય ન હોય તેનો અભાવ માનવામા

આવે તો સ્વર્ગાદિ પદાર્થો પણ તે જ રીતે અપ્રત્યક્ષ છે તેથી તેની પણ તમારે અનુપપત્તિ–અસત્તા સ્વીકારવી જોઇએ, પણ તેની તમે અપ્રત્યક્ષ છતા અસત્તા માનતા નથી અને સર્વજ્ઞ અપ્રત્યક્ષ છે માટે તેની કલ્પના વ્યર્થ છે એમ કહેવા તૈયાર થયા છો તે તમારો આ પ્રયત્ન તદ્દન અસંગત છે

શંકા–સ્વર્ગ વગેરે સુખાદિરૂપ હોવાથી તે દૃશ્ય–પ્રત્યક્ષવિષય બને તે ન્યાયયુક્ત છે

સમાધાન–સુખાદિ પ્રત્યક્ષવિષય હોવા છતા પ્રકૃષ્ટસુખવિશેષરૂપ સ્વર્ગ તો અપ્રત્યક્ષ જ છે વળી અતિપ્રસંગ દોષ હોવાથી 'સુખમાત્રાનુભવરૂપ સ્વર્ગ છે' એમ પણ માની શકાય નહીં જો એમ માનવામા આવે તો તેવા સુખાનુભવરૂપ સ્વર્ગનો સદ્ભાવ જ્યા ક્યાથી થતો હોવાથી તમારા મતે સ્વર્ગકામો યજેત ઈત્યાદિ ચોદક–પ્રેરક વાક્ય નિરર્થક થશે જો તમે એમ કહેશો કે અમારે સુખ સામાન્ય દર્શનથી પ્રકૃષ્ટસુખવિશેષરૂપ સ્વર્ગની અનુમાન દ્વારા સિદ્ધિ નિર્બાધ–દોષરહિત છે તો અમારે પણ તેની જેમ જ્ઞાન સામાન્ય દર્શનથી પ્રકૃષ્ટજ્ઞાનવિશેષરૂપ સર્વજ્ઞની સિદ્ધિ અનુમાન દ્વારા શક્ય જ છે

(૧૪) આ પ્રમાણે સિદ્ધાન્તીએ આગમમા પુરુષવક્તૃત્વરૂપ હેતુ દ્વારા પુરુષકર્તૃત્વનુ ખંડન કર્યું હવે પૂર્વપક્ષી પુરુષ વક્તૃત્વમા જ અન્યોન્યાશ્રયનુ ઉદ્ભાવન કરતા કહે છે

શંકા સર્વજ્ઞ–તીર્થંકર દેવ શ્રી ભગવતીજી કલ્પસૂત્ર વગેરે આગમશાસ્ત્રના વક્તા હોવાથી આગમના પ્રતિપાદનમા સર્વજ્ઞ–કેવલીની અપેક્ષા છે અને કેવલીપણુ આગમકથિત સદનુષ્ઠાન ફલસ્વરૂપ હોવાથી કેવલી બનવામા આગમની અપેક્ષા છે, આમ પરસ્પરની અપેક્ષા હોવાથી અન્યોન્યાશ્રયદોષની પ્રાપ્તિ થાય છે,

અને 'अन्योन्याश्रयाणि कार्याणि न प्रकल्पन्ते' એ વચનાનુસાર અન્યોન્યાશ્રય દોષદુષ્ટ કાર્યો સિદ્ધ થતા નથી તેથી તમોએ માનેલ પુરૂષવક્તૃત્વરૂપ હેતુ પણ અન્યોન્યાશ્રય દોષગ્રસ્ત હોવાથી તેનાથી આગમ પ્રામાણ્યની સિદ્ધિ કઇ રીતે થઇ શકે ।

સમાધાન-આ રીતનો અન્યો યાશ્રય દોષ તમારે પણ સમાન છે હિરણ્યગર્ભાદિ વેદના વક્તા હોવાથી વેદમા હિરણ્યગર્ભાદિની અપેક્ષા છે અને હિરણ્યગર્ભાદિ વેદકથિતાનુષ્ઠાન ફલરૂપ હોવાથી તેમા તે ની અપેક્ષા છે આમ એકની સિદ્ધિમા બીજાની અપેક્ષા હોવાથી પરમ્પરાશ્રયરૂપ દોષ તમારે પણ પ્રાપ્ત થાય જ છે

જો તમે એમ કહેશો કે-અમારા મતે આ દોષ હિરણ્યગર્ભાદિની અસત્તામા પ્રયોજક થતો નથી તો અમે પણ કહીશુ કે અમારે પણ આ દોષ સર્વજ્ઞ-કેવલીની અસત્તામા પ્રયોજક થતો નથી यश्चोभयोः समो दोषः, परिहारोऽपि तत्सम જે બન્નેમા એકસરખો દોષ હોય છે તેનો પરિહાર પણ તેના સરખો જ થાય છે

વળી તમે એમ પણ કહી શકો તેમ નથી કે અમે હિરણ્યગર્ભાદિને વેદકથિતાનુષ્ઠાન ફલસ્વરૂપ માનતા ન હોવાથી અમારે ઇતરેતરાશ્રય દોષ લાગતો નથી, કારણ કે હિરણ્યગર્ભાદિને પણ વિશેષરૂપે વેદકથિતાનુષ્ઠાનફલપણુ છે

શકા-અમારે ને તમારે વિષમતા છે અમે વેદને અનાદિ માનીએ છીએ, અને તેથી વક્તા હિરણ્યગર્ભાદિકને અનાદિ સ્વીકારીએ છીએ પણ તમે આગમના વક્તા સર્વજ્ઞને અનાદિ સ્વીકારતા નથી

સમાધાન-અમે પણ આગમ તથા તેના વક્તા સર્વજ્ઞ ઉભયને અનાદિ માનીએ જ છીએ તેથી સમાનતામા કોઈ

બાધક નથી જો તમે એમ કહેશો કે અમે હિરણ્યગર્ભાદિને અન્ય વેદવક્તૃવેદવક્તા તરીકે માનીએ છીએ તેથી તમારે અમારી સાથે વિષમતા પ્રાપ્ત થશે તો આ પણ તમારૂ કહેવુ યોગ્ય નથી કારણ કે અમે પણ અન્ય અરિહંતપ્રભુએ ઉક્ત આગમને જ અરિહંતપ્રભુ પ્રતિપાદન કરે છે એમ સ્વીકારીએ છીએ અરિહંતપ્રભુ દેશનાના પ્રારભમા 'जहा पुव्वतित्थ काहि निद्दिट्ठ' જેમ પૂર્વના તિર્થંકરોએ કહ્યુ છે તેમ હુ કહુ છુ, એ પ્રમાણે કહે છે

શકા–એમ છતા અમે હિરણ્યગર્ભાદિને અન્યવેદવકતૃત્વા નપેક્ષિત વેદવકતૃપણુ માનતા નથી પણ અન્યવેદવકતૃત્વાપેક્ષિત વેદવકતૃપણુ જ માનીએ છીએ અને તમે અરિહંતપ્રભુમા અન્ય-અર્હદુક્તત્વાનપેક્ષિતાગમવકતૃત્વનો સ્વીકાર કરો છો આ રીતે તમારે ને અમારે અપેક્ષિત અને અનપેક્ષિત દ્વારા વૈષમ્ય છે

સમાધાન–તમારી આ વાત અમારા દર્શનનુ તમને અન ભિજ્ઞપણુ સૂચવે છે અમે પણ અન્ય અરિહંતદેવે પ્રતિપાદન કરેલ આગમને જ અરિહંતપ્રભુ પ્રતિપાદન કરે છે એમ માનીએ છીએ તેથી અમારે અન્ય–અર્હદુકતત્વાપેક્ષિતાગમવકતૃપણુ હોવાથી અપેક્ષિતત્વ તમારી જેમ જ છે જે આનુપૂર્વીથી અન્ય તીર્થંકરદેવોએ આગમનુ પ્રતિપાદન કર્યું હતુ તેજ આનુપૂર્વીથી વર્તમાનમા પણ તીર્થંકરદેવ આગમનુ પ્રતિપાદન કરે છે માટે સમાનતામા કોઈ પણ જાતનુ વૈષમ્ય નથી વળી પ્રતિપક્ષી શકા કરતા કહે છે—

ભલે આ રીતનુ સામ્ય તમે સિદ્ધ કર્યું છતા વૈષમ્ય તો સ્પષ્ટ જ છે અમારા મતે હિરણ્યગર્ભાદિમા હિરણ્યગર્ભાદિકર્તૃક વેદોપદેશકાલાવચ્છેદેન (ત્યારમા) અન્યવેદવકતૃમુખાધીતપણુ

અને વેદવક્તૃપણુ ઉભય છે જ્યારે તમારા મતે અરિહતમા અર્હત્તુર્કાગમોપદેશ...લાવચ્છેદેન (અરિહતપ્રભુ જે કાળમા આગમનો ઉપદેશ કર્યો છે તે કાળના) આગમ વક્તૃપણુ હોવા છતા તદન્યાર્હન્મુખાધીતત્વનો અભાવ છે

સમાધાન-તમે જેમ જાતિસ્મરણાતિશયવડે હિરણ્યગર્ભાદિમા વેદવક્તૃપણુ માનો છો તેમ અમે પણ આગમોપદેશકાલમા કેવલજ્ઞાનરૂપ અતિશયથી અરિહતમા આગમવક્તૃપણુ માનીએ છીએ અને અન્યકાલાવચ્છેદેન તે અરિહતમા અન્યાગમવક્તૃ મુખાધીતપણુ પણ રહે છે તેથી તમારી સામે સમાનતામા કોઇ બાધ નથી

જો તમે એમ કહેશો કે—અમારા હિરણ્યગર્ભાદિ વેદના વક્તા છે અને તમારા અરિહત તો વેદના નહીં પણ આગમના વક્તા છે, આમ અમારી સાથે તમારે અસમાનતા પ્રાપ્ત થશે, તો તે પણ યોગ્ય નથી કારણ કે અરિહતે પ્રતિપાદન કરેલ આગમમા વેદભિન્નપણુ હોવા છતા ન્યાયમાર્ગતુલ્યના ઉભયમા એકસરખી હોવાથી વેદ અને આગમમા સમાનતા નિર્બાધ છે

શકા-વેદ અને આગમ પરસ્પર ભિન્ન વસ્તુ છે તો આગમમા વેદીય ન્યાયમાર્ગ તુલ્યતા કેવી રીતે હોઈ શકે અને જો એ ન હોય તો ન્યાયમાર્ગતુલ્યતારૂપ હેતુથી વેદ અને આગમને સમાન કઇ રીતે માની શકાય!

સમાધાન—જો તમે વેદભિન્ન આગમમા વેદીયન્યાયમાર્ગ તુલ્યતાનો અભાવ જણાવશો તો અમે પણ આગમભિન્ન વેદમા આગમીયન્યાયમાર્ગતુલ્યતાનો અભાવ કહીશુ, તેથી ન્યાયમાર્ગ તુલ્યતાનો સદ્ભાવ જેમ વેદમા છે તેમ આગમમા પણ છે જ એ તમારે સ્વીકારવુ પડશે નહીંતર તમારા મતે જેમ આગમ

અવેદ છે તેમ અમારા મતે વેદ અનાગમ છે તેથી વેદમા અમે કહેલ ન્યાયમાર્ગનુ'યતાનો અભાવ હોવાથી તેમા પણ અપ્રામાણ્યની પ્રાપ્તિ થશે તેમ છતા તમે એમ કહેશો કે–તમારા આગમની પ્રામાણિકતામા વિગાન–વિરોધ છે તો અમે કહીશુ કે–તમારા વેદના પ્રામાણ્યમા તે વિરોધ સમાન જ છે

પ્રામાણ્યાપ્રામાણ્યના વિચારમા વેદ તથા આગમમા આટલી સમાનતા હોવા છતા તમે એમ કહેશો કે–તો પણ અમારે વેદ જ પ્રમાણભૂત છે પણ આગમ પ્રમાણ નથી તો આ તમારૂ વચન મદિરાનુ પાન કરનાર ઉન્મત્ત–વિવેકવિકલ પુરૂષને પ્રમાણભૂત થાય, પણ બુદ્ધિમાન વિચારશીલ વ્યક્તિને કદી પણ પ્રતીતિ જનક થઈ શકે નહીં આ રીતે પૂર્વપક્ષીએ આગમ પ્રમાણમા જણાવેલ અન્યોન્યાશ્રયદોષનો પરિહાર થવાથી આગમકથિત સદનુષ્ઠાનફલપણુ હોવાથી આગમથી સર્વજ્ઞની સિદ્ધિ સિદ્ધ થાય છે

આ પ્રમાણે 'સર્વજ્ઞસિદ્ધિ' ગ્રન્થમા 'આગમપ્રમાણા
તિકાન્તત્વરૂપ સર્વજ્ઞત્વપ્રતિષેધપૂર્વપક્ષખણ્ડન'
નામનુ ત્રીજુ પ્રકરણ પૂરૂ થયુ

# પ્રકરણ ચોથું

(૧૫) આ રીતે સર્વજ્ઞમાં પૂર્વપક્ષીએ જણાવેલ પ્રત્યક્ષ ગોચરાતિક્રાન્તત્વ-અનુમાનગોચરાતિક્રાન્તત્વ અને આગમગોચરાતિક્રાન્તત્વનું અનેક પ્રબલ યુક્તિઓ દ્વારા ખંડન કરી ગ્રન્થકાર આ પ્રકરણમાં ઉપમાનગોચરાતિક્રાન્તત્વનું પણ ખંડન કરે છે.

ઉપમાન-સાદૃશ્યજ્ઞાનથી પણ વસ્તુનો બોધ થાય છે. જેમ કોઈ ગ્રામીણે કોઈ આરણ્યકને પૂછ્યું 'गवय कीदृग्' ગવય કેવો હોય ? તેના જવાબમાં આરણ્યકે કહ્યું गोसदृग् ગાયના જેવી જેની આકૃતિ હોય તે ગવય કહેવાય. આ પ્રમાણે ગવયમાં ગોસાદૃશ્યનું જ્ઞાન પ્રાપ્ત કરી જંગલમાં ગયેલ તે ગ્રામીણે ગવયને જોયો ત્યાં તેને પૂર્વજ્ઞાત અતિદેશવાક્યાર્થનું સ્મરણ થયું અને 'अयं गवय' આ ગવય છે, એ રીતનું પ્રત્યભિજ્ઞાન થયું. અહીં ગો તથા ગવય બન્ને પ્રત્યક્ષ હોવાથી પ્રત્યભિજ્ઞાન થાય છે પણ સર્વજ્ઞના વિષયમાં સર્વજ્ઞ તથા તત્સદૃશ આ બન્ને અસ્મદાદિ પ્રત્યક્ષવિષય ન હોવાથી સર્વજ્ઞ ઉપમાન પ્રમાણથી સિદ્ધ કરી શકાય તેમ નથી-આમ પૂર્વપક્ષીએ પહેલા જણાવ્યું હતું તેનો ઉત્તર આપતા ગ્રંથકાર મહાત્મા જણાવે છે-તમોએ સર્વજ્ઞમાં જણાવેલ ઉપમાન ગોચરાતિક્રાન્તપણું ન્યાયસંગત નથી. હૃદયગત સમસ્ત સંશયપરિચ્છેદ-નાશાદિથી જેમણે સર્વજ્ઞને પ્રાપ્ત કર્યા છે તેમને અન્ય સર્વજ્ઞની ઉપલબ્ધિમાં તત્સાદૃશ્ય પ્રતીતિની સિદ્ધિ થાય છે. જેણે ગો-ગવયને ગ્રહણ કર્યા નથી તેને ગોમાં ગવયસાદૃશ્યની પ્રતીતિ અને ગવયમાં ગોસાદૃશ્યની પ્રતીતિની અસિદ્ધિ થાય છે. પણ તેટલામાત્રથી ગોમાં ઉપમાન

ગોચરાતિક્રાન્તત્વ–ઉપમાનપ્રમાણજન્ય પ્રત્યક્ષાવિષયત્વાભાવ છે એમ કહી શકાય નહીં કારણ કે તેનો અસ્વીકાર છે, અર્થાત્ પ્રમાણભૂત ગણાતા પુરૂષોએ ગોમા ઉપમાન ગોચરાતિક્રાન્તત્વનો સ્વીકાર કર્યો નથી એટલે કે ગવયમા ગો સાદૃશ્યજ્ઞાનથી ગોજ્ઞાન થાય છે એ સિદ્ધ કર્યું છે એજ પ્રમાણે અહીં પણ સર્વજ્ઞ તથા તત્સદૃશને નહીં જોનાર મનુષ્યને પણ ઉપમાન પ્રમાણથી તત્સાદૃશ્યની પ્રતીતિ થાય છે તે સિદ્ધ કરવાથી સર્વજ્ઞમા પૂર્વપક્ષીએ જણાવેલ ઉપમાન ગોચરાતિક્રાન્તત્વનુ આપોઆપ ખડન થઈ ગયુ

(૧૬) શકા–તમારૂ પૂર્વોક્ત કથન ત્યારે જ સગત થઈ શકે જ્યારે સર્વજ્ઞની ઉપલબ્ધિ કોઇને પણ થઈ હોય, પરન્તુ તેની ઉપલબ્ધિ જ કોઇને થતી નથી તો સાદૃશ્યજ્ઞાન કેમ થઈ શકે? ઉપમાન તેનુ થાય જેનુ પ્રત્યક્ષ થતુ હોય, પ્રત્યક્ષ વગર ઉપમાન થઈ શકે નહીં

સમાધાન–વિકલ્પની અનુપપત્તિ–અસિદ્ધિ થવાથી તમારૂ કથન યથાર્થ નથી, અમે તમને (પ્રતિપક્ષીને) એમ પૂછીએ છીએ કે–શુ સર્વજ્ઞ પ્રમાણથી ગ્રહણ કરાતા નથી કે અપ્રમાણથી। જો એમા બીજો પક્ષ એટલે અપ્રમાણથી સર્વજ્ઞ ગ્રહણ થઇ શકતા નથી એ પક્ષ તમારે અભિમત છે તો એમા કાઈ નવાઈ જેવુ નથી, એતો સિદ્ધસાધન જ થયુ અમે પણ અપ્રમાણથી સર્વજ્ઞની અસિદ્ધિ માનીએ જ છીએ

(૧૭) જો તમે પ્રથમ પક્ષ એટલે પ્રમાણથી સર્વજ્ઞની સિદ્ધિ–ઉપલબ્ધિ થતી નથી એમ કહેશો તો અમે તમને પૂછીશુ–શુ તદ્ગ્રાહક પ્રમાણથી ઉપલબ્ધિ થતી નથી કે અતદ્ગ્રાહક પ્રમાણથી। જો તમે કહેશો કે–તદ્ગ્રાહક પ્રમાણથી

નથી ગ્રહણ કરાતા, તો તે યુક્તિયુક્ત નથી તદ્‌નુ ગ્રહણ કરનાર જે પ્રમાણ તે તદ્‌નુ ગ્રહણ ન કરે એ વિરુદ્ધ વસ્તુ છે તદ્‌ગ્રાહક પ્રમાણવી તદ્‌નુ અવશ્ય ગ્રહણ થાય જ અર્થાત્ સર્વજ્ઞ ગ્રાહક પ્રમાણથી સર્વજ્ઞની ઉપલબ્ધિ-સિદ્ધિ થાય તે નિઃસંદેહ છે

(૧૮) જો કહેશો કે-અતદ્‌ગ્રાહક પ્રમાણથી સર્વજ્ઞ ગ્રહણ કરાતા નથી તો આ તમારા વચનથી ઉલટી સર્વજ્ઞના અભાવની અસિદ્ધિ જ થાય છે અર્થાત્ સર્વજ્ઞ છે એમ સાબિત થાય છે જે વસ્તુનો ગ્રાહક જે ન હોય તેનાથી તે વસ્તુનુ ગ્રહણ ન થાય તેથી તે વસ્તુની અસત્તા નહીં પણ સત્તા જ સિદ્ધ થાય છે જેમ ઘટાગ્રાહક-ઘટને ન ગ્રહણ કરનાર પ્રમાણથી ઘટનુ ગ્રહણ-બોધ ન થવા છતા પણ ઘટની વિદ્યમાનતા જ સિદ્ધ થાય છે પટાદિગ્રાહક પ્રમાણવડે ગ્રહણ ન કરાતા ઘટાદિ પદાર્થો નથી એમ નહીં, પરંતુ છે જ એવો લોકમા અનુભવ થાય છે

(૧૯) જો તમે કહેશો કે-ઘટાદિગ્રાહક પ્રમાણ હોવાથી ઘટાદિની વિદ્યમાનતા સિદ્ધ થાય છે પણ સર્વજ્ઞગ્રાહક કોઈ પ્રમાણ જ નથી તો કઈ રીતે સર્વજ્ઞની ઉપલબ્ધિ-પ્રતીતિ થઈ શકે।

(૨૦) તો અમે તમને પૂછીશુ-શુ તમને જ સર્વજ્ઞસાધક પ્રમાણનો અભાવ છે કે સર્વપ્રમાતાઓને પણ અભાવ છે! જો તમારે જ સર્વજ્ઞગ્રાહક પ્રમાણનો અભાવ છે ત્યારે તો સિદ્ધ સાધન જ છે, અર્થાત્ તમારા મતે સર્વજ્ઞસાધક પ્રમાણ પ્રાપ્ત ન થાય તે નવાઈ જેવુ નથી કારણ કે એક તો તમારાથી સર્વજ્ઞ પરોક્ષ હોવાથી તદ્‌ગ્રાહક પ્રમાણનો તમારે અભાવ છે, અને બીજુ તમને પ્રવચનના અર્થનો બોધ પણ નથી સર્વજ્ઞ દેવે પ્રતિપાદન કરેલ આગમના અર્થને જાણનાર હોય તેમના

માનસ પ્રત્યક્ષ વિષય સર્વજ્ઞ થાય છે પણ તમે તો જિન પ્રવચનના અર્થને જાણતા નથી તેથી તમારા મતે કઈ રીતે સર્વજ્ઞની ઉપલબ્ધિ-સિદ્ધિ થઈ શકે !

હવે જો સર્વપ્રમાતાઓના મતે સર્વજ્ઞગ્રાહક કોઈ પ્રમાણ નથી એમ માનવામા આવે તો તે પણ ઉચિત નથી સર્વ પ્રમાતાઓના મતે સર્વજ્ઞગ્રાહક પ્રમાણનો અભાવ ત્યારે જ કહી શકાય જ્યારે સર્વપ્રમાતાઓના ચિત્ત પ્રત્યક્ષવિષય થાય, પણ સર્વપ્રમાતાઓના ચિત્તો તમને પ્રત્યક્ષ નથી માટે તેમના મતે સર્વજ્ઞગ્રાહક પ્રમાણનો અભાવ છે એમ કહી શકાય નહીં કદાચ સર્વપ્રમાતાઓના ચિત્તોને પ્રત્યક્ષ સ્વીકારવામા આવે તો પણ તમારે અભિમત સર્વજ્ઞાભાવનિશ્ચયની સિદ્ધિ નહીં થાય પણ અસિદ્ધિ થશે કારણ કે સકલ સચેતનના અ ત કરણનો સાક્ષા કાર કરવા માટે અસ્મદાદિ છદ્મસ્થ પ્રાણી સમર્થ નથી પણ તેનો સાક્ષાત્કાર અતીન્દ્રિયાર્થદર્શી વિશિષ્ટ અનુભવને અનુભવતા મહાત્માપુરૂષ જ કરી શકે છે આવા જે પુરૂષ હોય તે જ સર્વજ્ઞ કહેવાય છે આથી સર્વજ્ઞની સિદ્ધિ સ્પષ્ટ થાય છે

(૨૧) શ કા-પૂર્વોક્ત પ્રકારથી સર્વજ્ઞની સિદ્ધિ કરવામા આવે તો તે જ રીતે પ્રતિષેધની અનુપપત્તિથી પ્રધાન-પ્રકૃતિ વગેરે અમારા અભિમત તત્ત્વોની પણ તમારે સત્તા દુર્નિવાર થશે અને એમ જો થાય તો પહેલા કહેલુ સઘળુ નિરર્થક થશે

સમાધાન-પ્રધાન વગેરે તત્ત્વોનો પ્રતિષેધ દુ શક નથી, અર્થાત તેના પ્રતિષેધની સિદ્ધિ થઈ શકે તેમ છે કારણ કે તેનુ સ્વત દર્શન થતુ નથી તેમજ અતીન્દ્રિયદર્શી આપ્ત પુરૂષોએ તેનુ પ્રતિપાદન કર્યું નથી અને તે ચિત્તની ઉત્સુકતાને પણ ઉત્પન્ન કરતા નથી

છે સર્વજ્ઞપુરુષ પહેલા અસર્વજ્ઞને પોતે સર્વજ્ઞ છે એવુ જ્ઞાન કરાવે છે પછી તે સર્વજ્ઞને જાણે છે

શકા—તમારી આ વાત ઠીક છે, પણ હૃદયગત સમસ્ત સશયનો નાશ કરે તેવા સર્વજ્ઞ હાલમા કોઈ મળતા નથી તો સર્વજ્ઞનુ જ્ઞાન કઈ રીતે થઈ શકે !

(૨૪) સમાધાન—વર્તમાન હુડા અવસર્પિણીકાળના પાચમા આરારૂપ કાળના દોષથી સકલ સશય પરિચ્છેદક સર્વજ્ઞનો અભાવ છે, પણ તેમનાથી પ્રાપ્ત થયેલ સપ્રદાય-ગુરુપરપરાના અવિચ્છેદથી તે સમયે સર્વજ્ઞ હતા એમ જાણી શકાય છે

(૨૫) શકા—આ વાત ત્યારે સ્વીકાય બને જ્યારે તે સંપ્રદાય શુદ્ધ છે એમ સાબિત થાય પણ તે સપ્રદાયની શુદ્ધતા કે દુષ્ટતાને સિદ્ધ કરવામા કોઈ પ્રમાણ નથી

સમાધાન—આ વસ્તુ વેદાધિગમ ગુરુપરપરામા પણ સમાન જ છે ત્યા પણ તેની શુદ્ધતાને સાધનાર કોઈ પ્રમાણ નથી'

શકા—વેદાધિગમ ગુરુપરપરાને શુદ્ધ સપ્રદાય તરીકે સિદ્ધ કરવા માટે અધ્યયનાદિવ્યવહારમા અબાધિતત્વજ્ઞાન કારણભૂત હોવાથી અમારી સાથે તમો તુલના કરી શકો તેમ નથી,

(૨૬) સમાધાન—અમારા સપ્રદાયમા પણ અધ્યયનાદિ વ્યવહારમા અબાધિતત્વજ્ઞાન તમારી જેમ જ હોવાથી સમાનતા નિર્વિવાદ છે નમસ્કાર સ્થાપનાદિ બાધારહિત વ્યવહાર વેદાધ્યયનની જેમ અમારા સપ્રદાયમા પણ દેખાય છે તેથી સપ્રદાયની શુદ્ધતા સિદ્ધ થાય છે

(૨૭) એ પ્રમાણે ગો અને ગવયને નહીં ગ્રહણ કરનાર મનુષ્યને પણ જેમ ગોમા ઉપમાનગોચરાતિક્રાન્તત્વનો અભાવ

છે અર્થાત્ ત્યા ઉપમાનપ્રમાણથી ગવયનો બોધ થાય છે તેમ સર્વજ્ઞનો પણ ઉપમાનપ્રમાણથી બોધ થતો હોવાથી સર્વજ્ઞમા ઉપમાનગો ચરાતિક્રાન્તત્વનો અભાવ સિદ્ધ થયો આથી અસર્વજ્ઞ પુરુષના સાધર્મ્યથી અસર્વજ્ઞત્વનુ ઉપમાન જ ત્યા યુક્ત છે એટલે કે સર્વજ્ઞ અસર્વજ્ઞસદૃશ છે એમ જે પૂર્વપક્ષીઓએ કહ્યુ છે તેનુ પણ ખડન થઈ ગયુ

(૨૮) ઉપમાન અને ઉપમેયમા રહેલા પ્રસિદ્ધ ધર્મવિશેષથી ઉપમાનની પ્રવૃત્તિ થાય છે પણ સર્વ ધર્મોની ત્યા અપેક્ષા કરવામા આવતી નથી જેમ આહ્‌લાદકત્વગુણ વિશેષ દ્વારા ચન્દ્રનુ ઉપમાન મુખમા કરવામા આવે છે પણ ત્યા ચન્દ્રત્વ- આકાશગતત્વ વગેરે સર્વધર્મોની અપેક્ષા રાખવામા આવતી નથી

(૨૯) જેમ કે 'ગસ્ત્રી શ્યામા દેવદત્તા' અહીં શસ્ત્રીની જેમ શ્યામ દેવદત્તા છે એ વક્તાનો અભિપ્રાય છે ત્યા શસ્ત્રાગત શ્યામપણ જ કેવળ પ્રતીયમાન થાય છે પણ શસ્ત્રીમાં રહેલા અન્યગુણો જણાતા નથી, જો સર્વ ગુણોનો આરોપ કરવામા આવે તો દેવદત્તા શસ્ત્રીપણાને જ પ્રાપ્ત કરી લે પણ તેમ થતુ નથી હવે અહીં અસર્વજ્ઞ પુરુષો ઉપમાન છે અને પુરુષ વિશેષ ઉપમેય છે તે બન્નેમા કયો પ્રસિદ્ધ સાધારણ ધર્મ તે વિચાર ણીય છે વક્તૃત્વ-પુરુષત્વાદિ સાધારણધર્મને માની શકાય તેમ નથી કારણ કે તેમ માનવામા સિદ્ધનુ જ સાધ્યપણુ પ્રાપ્ત થશે

(૩૦) જેમ પુરુષ વક્તા છે તેવી રીતે આ પણ છે એ રીતનો સ્વીકાર કરેલો છે અસર્વજ્ઞના સાધર્મ્યની સિદ્ધિથી ત્યા સર્વજ્ઞમા અસર્વજ્ઞપણાની પણ સિદ્ધિ થશે એમ મનાય નહીં, જો એમ માનવામા આવે તો દેવદત્તામા પણ શ્યામત્વની સિદ્ધિથી તીક્ષ્ણતાદિ ધર્મોની પણ પ્રાપ્તિ થશે

(૩૧) શંકા– દેવદત્તા તીક્ષ્ણા ન ' દેવદત્તા તીક્ષ્ણ નથી એ પ્રત્યક્ષ વિરોધ હોવાથી દેવદત્તામા શ્યામત્વની સિદ્ધિ થવા છતા ત્યા તીક્ષ્ણત્વ ધર્મની પ્રાપ્તિ નહીં થાય, કારણ કે તદ્વત્તા બુદ્ધિના પ્રત્યે તદભાવવત્તાનિશ્ચય પ્રતિબન્ધક છે તેથી તીક્ષ્ણ વ વત્તાબુદ્ધિમા પ્રત્યક્ષ સિદ્ધ તીક્ષ્ણત્વાભાવનિશ્ચય પ્રતિબન્ધક થશે

સમાધાન–તમારે જેમ પ્રત્યક્ષ વિરોધ છે તેમ અમારે પણ છે તમારી પાસે કોઇ એવો હેતુ નથી જે સર્વજ્ઞમા પ્રત્યક્ષ વિરોધનો અભાવ સિદ્ધ કરી શકે

શંકા–તમારી પાસે પણ કયો હેતુ છે જે દષ્ટવિરોધભાવને સિદ્ધ કરી શકે ! અર્થાત્ 'સર્વજ્ઞ અસર્વજ્ઞ નથી એ પ્રત્યક્ષ વિરોધને સાધવા માટે તમારી પાસ કયો હેતુ છે !

(૩૨) સમાધાન–' અવિરુદ્ધ કાર્યનુ પ્રત્યક્ષ વિરોધની સાથે રહેવાપણુ થતુ નથી ' એવા પ્રકારના નિયમનો અભાવ હોવાથી પ્રત્યક્ષ વિરોધઅભાવની સિદ્ધિ થાય છે અહી વક્તૃત્વાદિની સાથે જ્ઞાનપ્રકર્ષની વિદ્યમાનતા અવિરુદ્ધ છે એ પ્રમાણે જેમના હૃદયગત બધા સંશયો દૂર થયા છે તેવા પુરુષ અને સર્વજ્ઞ પુરુષમા જ્ઞાનપ્રકર્ષરૂપ સાધારણ ધર્મ છે અને તેથી તેન સદૃશકો' 'તેના સમાન આ છે' એવી સાદૃશ્ય પ્રતીતિ થાય છે

એ પ્રમાણે 'સર્વજ્ઞસિદ્ધિ' નામના પ્રથમા
'ઉપમાનપ્રમાણાતિક્રાન્તરૂપ સર્વજ્ઞતા
પ્રતિષેધ પૂર્વપક્ષખણ્ડન' નામનુ ચોથુ
પ્રકરણ પૂરૂ થયુ

## અર્થાપત્તિગોચરાતિક્રાન્તત્વખંડન

(૩૩) ઉપમાન ગોચરાતિક્રાન્તત્વનું ખંડન કરી ગ્રન્થકાર મહાત્મા અર્થાપત્તિગોચરાતિક્રાન્તત્વનું ખંડન કરતા પૂર્વપક્ષીને કહે છે—

તમોએ સર્વજ્ઞમા જે અર્થાપત્તિગોચરાતિક્રાન્તપણું જણાવેલ છે તે યુક્તિસંગત નથી કારણ કે સર્વજ્ઞ જો અર્થાપત્તિગોચર ન હોય તો તદતિક્રાન્તપણું તેના ઘટી શકે પણ સર્વજ્ઞ તો અર્થાપત્તિ વિષય છે જ

જેમ 'અગ્નિહોત્રં જુહુયાત્ સ્વર્ગકામઃ' 'સ્વર્ગની ઈચ્છાવાળો અગ્નિહોત્ર યજ્ઞ કરે' આ વાક્યમા દૃષ્ટ જે અગ્નિહોત્ર તેને અદૃષ્ટ સ્વર્ગના સાધનભૂત ગણવામા આવેલ છે આ વસ્તુ ત્યારે જ સિદ્ધ થાય જ્યારે આ બન્નેમા રહેલ સાધ્ય સાધનભાવ સંબંધને જાણનાર કોઈ હોય

જે પુરૂષે અગ્નિહોત્ર અને સ્વર્ગમા સાધ્ય સાધનભાવ સંબંધને જાણ્યો હોય તેના ઉપદેશથી અન્ય પણ તે સંબંધને જાણી શકે અને સ્વર્ગયોગ્ય ક્રિયામા પ્રવૃત્તિવાળો બને પણ તે પહેલાં સંબંધના જ્ઞાતાને અવશ્ય માનવા પડશે તે સંબંધના જ્ઞાતા અસ્મદાદિ સામાન્યજન હોઈ શકે નહીં પણ અતીન્દ્રિયાર્થ દ્રષ્ટા પુરૂષ જ તે સંબંધને જાણી શકે છે જે અતીન્દ્રિયાર્થ દ્રષ્ટા પુરૂષ છે તેને જ અમે સર્વજ્ઞ કહીએ છીએ આ રીતે શ્રુતિ પર્યાલોચનથી સર્વજ્ઞ અર્થાપત્તિ વિષય છે તે સિદ્ધ થયું

(૩૪) શંકા—સર્વ મનુષ્યો પોતપોતાનાથી પ્રાચીન જે પુરૂષ હોય તેમની પાસેથી સાધ્ય સાધનભાવ સંબંધને જાણશે અને

તેથી સઘળી વ્યવસ્થા સગત થઈ શકશે સર્વજ્ઞની કલ્પના વ્યર્થ છે।

સમાધાન—જે પુરૂષથી તે સબધને જાણે તે પુરૂષ પણ સબધને નહીં જાણનાર પુરૂષના સમાન જ છે જેમ રૂપવિશેષ યુક્તપદાર્થોમા અધમનુષ્યોનુ જ્ઞાન પ્રમાણભૂત ગણાય નહીં તેમ સ્વર્ગ વગેરે અતીન્દ્રિયપદાર્થોમા તેવા પુરૂષનુ જ્ઞાન પ્રમાણ થઇ શકે નહીં તેવા પુરૂષના વચનને પ્રમાણભૂત ન સ્વીકારવાથી અનાદિ વૃદ્ધ પરપરાવાદી સપ્રદાયનુ ખડન થયુ

(૩૫) કારણ કે સર્વે પણ તે તે પૂર્વપુરૂષો સ્વર્ગાદિ અતીન્દ્રિયપદાર્થોમા અન્ધ સમાન જ છે

શકા—'स्वर्गकामोऽग्निहोत्र जुहुयात्' એ અધિકૃત વચનના પ્રામાણ્યથી જ દૃષ્ટ અગ્નિહોત્ર અને શ્રુત સ્વર્ગમા સાધ્ય સાધન ભાવ સબધને સ્વીકારો, અતીન્દ્રિયાર્થદર્શી સર્વજ્ઞને માનવાની શી જરૂર છે।

સમાધાન—આકાક્ષા—યોગ્યતા—સન્નિધિ અને તાત્પર્ય જ્ઞાન સહિત પદાર્થોપસ્થિતિથી વાક્યાર્થબોધનો સભવ હોવા છતા તાદૃશ સબધના નિશ્ચયની અનુપપત્તિ—અસિદ્ધિ થાય છે, કારણ કે લૌકિકવાક્યમા પણ કોઈક સ્થાને વાક્યાર્થબોધ સિદ્ધ થતો હોવા છતા અર્થમા અવાસ્તવિકપણુ દેખાય છે તેની જેમ અહીં પણ પ્રસ્તુતવાક્યમા વાક્યાર્થબોધ થવા છતા સાધ્ય સાધનભાવ સબધની સિદ્ધિ માટે સર્વજ્ઞનો સ્વીકાર કરવો આવશ્યક છે

શકા—લૌકિક વાક્ય પુરૂષબુદ્ધિથી ઉત્પન્ન થતુ હોવાથી ભલે તેમા યથાર્થજ્ઞાનજનકપણુ ન હોય પરતુ 'સ્વર્ગકામ' ઈત્યાદિ વાક્ય તો અપૌરૂષેય હોવાથી તેમાં યથાર્થજ્ઞાનજનકપણુ સભવી શકે છે।

(૩૬) સમાધાન—તે વચનને અપૌરૂષેય સ્વીકારવામા આવે તો પણ અધિકારીના ભેદથી અધિકૃત વચનના ભેદની જેમ તે વચનના અર્થનો પણ ભેદ પ્રાપ્ત થવાની શકાથી દોષ તદવસ્થ જ છે

શકા—જેવી રીતે પ્રદીપ પોતાને તથા પદાર્થાન્તરને પ્રકાશિત કરે છે તેવી રીતે આ વચન પણ વાક્યાર્થબોધ અને દષ્ટશ્રુત પદાર્થ સબધને બોધિત કરશે—જણાવશે તેથી પૂર્વોક્ત દોષ દૂર થશે !

સમાધાન—પ્રદીપથી જેમ અર્થવિશેષનો પ્રકાશ થતો નથી તેમ અધિકૃત વચનથી પણ કોઈ અર્થવિશેષનો બોધ થતો નથી કારણ કે એક શબ્દનો અનેક અર્થમા સકેત દેખાતો હોવાથી અધિકૃત વચનથી અનેક રીતે અર્થબોધનો સભવ છે ત્યા એક અર્થનો નિશ્ચય થવો અશક્ય છે

શકા—તદર્થબોધકત્વસ્વભાવ—તે અર્થનો બોધ કરવાનો સ્વભાવ હોવાથી અને એકાર્થપણુ હોવાથી અધિકૃતવચનમા કોઈ દોષ નહીં આવે !

સમાધાન—જો અધિકૃતવચનમા તદર્થબોધકપણુ અને એકાર્થ પણુ માનવામા આવે તો વિરૂદ્ધ અર્થબોધકપણુ ઘટી શકે નહીં

શકા—ભલે અધિકૃત વચનમા વિરૂદ્ધ અર્થબોધકપણુ ન ઘટે એ તો અમાર ઇષ્ટ જ છે

(૩૭) સમાધાન— 'સ ત્ત્વવિત્' ઇત્યાદિ સ્થાનમા સકેત ભેદથી સર્વજ્ઞના અસ્તિત્વથી વિરૂદ્ધ અર્થનુ પ્રતિપાદન તમે કરો છો ને એકાર્થપણુ જ હોય તો આ રીતે વિરૂદ્ધાર્થકથન કેમ સભવી શકે !

શકા–ત્યા સર્વજ્ઞની અવિદ્યમાનતા જ અવિરૂદ્ધ અર્થ છે તેથી વિરૂદ્ધાર્થપણુ નથી !

(૩૮) સમાધાન–જો એમ માનવામા આવે તો અન્ય પદાર્થના પ્રકાશનની અસિદ્ધિ થશે કદાચ તમે એમ શકા કરશો કે—

જેમ પ્રદીપ પોતાની લાલાશની સાથે સમીપમા રહેલા કમલની લાલાશને પણ પ્રકાશિત કરે છે તેમ અહીં પણ અધિકૃતવચન સ્વીયબોધની સાથે અન્યનો પણ બોધ કરાવે તેમા કોઈ આપત્તિ–દોષ નથી તો તેનુ સમાધાન એ છે કે–પ્રદીપથી જેમ સામાન્યપણે ઉભય સબધી રક્તતાનુ પ્રકાશન થાય છે તેવી રીતે અહીં પણ સામાન્યપણે અન્યાર્થ પ્રકાશનનો પ્રસગ પ્રાપ્ત થશે

(૩૯) શકા–દૃષ્ટાન્ત તરીકે જણાવેલ પ્રદીપ અદૃષ્ટદોષથી કદાચ સ્વકીય રક્તતાની સાથે કમલગત રક્તતાને ભલે પ્રકાશિત કરે પણ તેથી અહીં અધિકૃતવચન પણ સ્વીયબોધની સાથે પરકીય બોધ કરાવે છે એમ કહી શકાય નહીં, કારણ કે અહીં અદૃષ્ટ દોષનો અભાવ છે

સમાધાન–પ્રદીપ–કમલની રક્તતાના પ્રકાશનમા અદૃષ્ટદોષ છે તેથી ત્યા સ્વપર પ્રકાશન થાય છે પણ અધિકૃતવચનમા અદૃષ્ટ દોષના અભાવથી સામાન્યરૂપે અર્થપ્રકાશન થતુ નથી એમ માનવામા વિશ્વાસનો અભાવ પ્રાપ્ત થાય છે એટલે કે પ્રદીપ–કમલની રક્તતાના પ્રકાશનમા અદૃષ્ટદોષ છે અને અધિકૃત વચનમા તે દોષનો અભાવ છે આ રીતના કથનમા નિશ્ચય પ્રતીતિજનક પ્રમાણનો અભાવ છે કારણ કે તે નિશ્ચયજનક પ્રમાણ અતીન્દ્રિય છે અને અતીન્દ્રિયપદાર્થનો સાક્ષાત્કાર

સર્વજ્ઞ સિવાય થઈ શકતો નથી અને તમે સર્વજ્ઞની વિદ્યમાનતા સ્વીકારતા નથી. તેથી અધિકૃતવચનમા અદષ્ટદોષનો અભાવ તમે સાબિત કરી શકો તેમ નથી એ સિદ્ધ થયુ

(૪૦) તાત્પર્યનિશ્ચયજનક પ્રમાણનો જ્યા સુધી અભાવ છે, ત્યા સુધી વિશેષપણે અર્થબોધના ઉપાયનો અભાવ હોવાથી વગર ઈચ્છાએ પણ તમારે અતીન્દ્રિયાર્થસાક્ષાત્કારી સર્વજ્ઞનુ આશ્રયણ કરવુ પડશે સર્વજ્ઞનો અભાવ માનવામા આવે તો ઈષ્ટ અર્થની સિદ્ધિ કોઈપણ રીતે શક્ય નથી

શંકા–અતીન્દ્રિયાર્થદ્રષ્ટા સર્વજ્ઞનો ભલે તમે સ્વીકાર કરો તેમ છતા પ્રમાણનુ અતીન્દ્રિયાર્થપણ હોવાથી તમારા અભીષ્ટની સિદ્ધિ થઈ શકે તેમ નથી અસર્વજ્ઞવક્તાનુ અતીન્દ્રિયપણુ હોવાથી તદીયવિવક્ષાજન્યબોધમા ઉપાયનો અભાવ છે।

(૪૧) સમાધાન–પ્રયોગમા નિપુણ એવા વિદ્વાન્ વક્તાએ પ્રયુક્ત કરેલ શબ્દમા સ્વવાચ્યબોધજનકત્વસ્વભાવનો સ્વીકાર કરેલો છે

શંકા–શબ્દના તાદૃશ અર્થ બોધજનકત્વસ્વભાવના સ્વીકારથી કોઈક પ્રતારકને ભલે તદીય અર્થમાત્રની પ્રતિપત્તિ–જ્ઞાન થાય પણ તેટલા માત્રથી તેને યથાર્થ જ્ઞાન કહી શકાય નહીં

સમાધાન–પ્રતારકતા–વચકતા રાગદ્વેષમૂલક છે, ને સર્વજ્ઞ રાગદ્વેષરહિત છે તેથી સર્વજ્ઞમા પ્રતારકપણાનો સંભવ નથી માટે કોઈ દોષ નથી

(૪૨) શંકા–જેઓ અત્યન્ત ઉદાસીન છે એવા વીતરાગ સર્વજ્ઞને દેશનાની પ્રવૃત્તિ અયુક્ત છે

સમાધાન-વીતરાગ ઉદાસીન હોવા છતા ઉદાસીન ભાવથી જ દેશનામા પ્રવૃત્તિવાળા થાય છે તેથી બાધ નથી દેવ-મનુષ્ય અને તિર્યંચને માટે સર્વજ્ઞ ભગવાનની દેશનામા કોઈ ભેદ હોતો નથી જો ઉદાસીનતા ન હોત તો સર્વજ્ઞપ્રભુ સૌને માટે ભિન્ન ભિન્ન દેશના આપત પણ તેમ આપતા નથી સર્વજ્ઞપ્રભુ સર્વને માટે એકસરખી દેશના આપે છે, અને બોધ પ્રમાણે શ્રોતાની પ્રવૃત્તિ થાય છે

શકા-સર્વજ્ઞમા ઉદાસીનતાથી પણ થતી દેશનાની પ્રવૃત્તિ આત્યન્તિક ઉદાસીનતાનો બાધ કરશે

(૪૩) સમાધાન-જો તીર્થંકરદેવ પોતાને માટે પ્રવૃત્તિ કરતા હોત તો જરૂર તે પ્રવૃત્તિ આત્યતિક ઉદાસીનતાનો બાધ કરત પરતુ તે પ્રવૃત્તિ સ્વનિમિત્તે નહીં પણ અન્યનિમિત્તે જ છે તીર્થંકરદેવ પ્રવચનવાત્સલ્યાદિ નિમિત્તથી ઉપાર્જન કરેલ તીર્થંકરનામકર્મને ધર્મદેશના દ્વારા નિર્જરે-ખપાવે છે

ઉક્ત વિષયમા સિદ્ધાન્તવચન પણ પ્રમાણભૂત છે

"त च कह वेइज्जइ ! अगिलाए धम्मदेसणादीहिं"

તે તીર્થંકરનામકર્મને કઇ રીતે વેદે-નિર્જરે છે !

શુદ્ધ ધર્મદેશનાદિથી વેદે છે

શકા-તીર્થંકરનામકર્મની સત્તામા તેના ક્ષય માટે જરૂર તેના ઉપાયભૂત સાધનમાં તેમની પ્રવૃત્તિ માનવી પડશે અને તેમ માનવાથી તીર્થંકરમા કૃતકૃત્યતાની અસિદ્ધિ થશે !

સમાધાન-તમારી વાત બરાબર છે, મોહ જેમનો નાશ પામ્યો છે એવા ભવસ્થ-સસારમા રહેલ તીર્થંકર ભગવાનને

ભવોપગ્રાહી કર્મનો સબંધ હોવાથી એકાન્તથી કૃતકૃત્યપણુ અમારે પણ ઇષ્ટ નથી

(૪૪) શકા-તીર્થંકરદેવ ભલે અન્યને માટે દેશનાની પ્રવૃત્તિ કરતા હોય છતા તે પ્રવૃત્તિ આત્યતિક ઉદાસીનતાનો બાધ કરશે !

સમાધાન-અન્યનિમિત્તે કરાતી દેશના પ્રવૃત્તિને જો આત્યતિક ઉદાસીનતામા બાધક માનશો તો સ્થિતિપ્રવૃત્તિ-અવસ્થાનને માટે કરાતી પ્રવૃત્તિને પણ ઉદાસીનતામા બાધક માનવી પડશે

શકા-પ્રવૃત્તિ હિત પુરુષને પણ તાત્પર્યથી સ્થિતિપ્રવૃત્તિ સભવી શકે છે પણ દેશનાપ્રવૃત્તિ સભવી શકતી નથી માટે સ્થિતિપ્રવૃત્તિના દૃષ્ટાન્તથી દેશનાપ્રવૃત્તિને પણ આત્યતિક ઉદાસીનતામા અબાધક માનવી તે યોગ્ય નથી

(૪૫) સમાધાન-સ્થિતિપ્રવૃત્તિ જેમ ઉદાસીનતા બાધક નથી, તેમ તીર્થકરનામકર્મના ઉદયથી અન્યને માટે દેશના આપનાર તીર્થંકરદેવની દેશના પ્રવૃત્તિ પણ સ્થિતિપ્રવૃત્તિની જેમ જ સ્વાભાવિક હોવાથી આત્યતિક ઉદાસીનતાનો બાધ કરતી નથી

શકા-દેશનાની પ્રવૃત્તિ ભલે તીર્થંકરદેવને કૃતકૃત્યતામા બાધક ન થાય, પણ તીર્થંકરથી જે ભિન્ન છે તેમને તો દેશનાની પ્રવૃત્તિ કૃતકૃત્યતામા બાધક થશે માટે તેમને દેશનાની પ્રવૃત્તિ યોગ્ય નથી !

સમાધાન-'તીર્થંકરથી ભિન્ન સામાન્ય દેવની તીર્થંકરની જેમ ઔદાસીન્યભાવથી દેશના આપે છે' એમ અમે પણ માનતા નથી તેથી કોઈ દોષ લાગતો નથી

આ પ્રમાણે 'અર્થાપત્તિોાચરાતિ
કાન્તલખડન' પૂર્ણ થયુ

(૪૬) આ રીતે સર્વજ્ઞમા પ્રત્યક્ષ–અનુમાન–ઉપમાન–આગમ અને અર્થાપત્તિરૂપ પ્રમાણપચક વ્યતિક્રાન્તત્વનુ ખડન કરવા દ્વારા સર્વજ્ઞ પાચે પ્રમાણથી ગમ્ય છે તે સિદ્ધ કર્યું હવે પૂર્વપક્ષીએ તેરમા શ્લોકમા–' प्रमाणपञ्चकावृत्ते–स्तत्राभावप्र मानता ' એ વચનથી પ્રમાણપચકના વિરહથી સર્વજ્ઞના વિષયમા અભાવનો સ્વીકાર કરવો એ જ પ્રમાણ છે એમ જે જણાવ્યુ તેનુ ખડન કરતા કહે છે–વિકલ્પને ન સહન કરવાથી તમે જે કહ્યુ તે અયુક્ત છે પ્રમાણપચકના વ્યતિરેકથી સર્વજ્ઞને અભાવરૂપે માનવામા આ પ્રમાણે ત્રણ વિકલ્પ થાય છે (૧) શુ સર્વજ્ઞ પ્રમાણપચકના વિરહથી અભાવરૂપ જ છે (૨) અથવા જ્ઞાનવિનિર્મુક્ત આત્મસ્વરૂપ છે (૩) અથવા અન્ય ઉપલબ્ધિ–પ્રાપ્તિરૂપ છે

તેમા પ્રથમ અભાવરૂપ નથી જો સર્વજ્ઞ અભાવરૂપ જ હોય તો આકાશકુસુમની સૌરભની જેમ તેમા અનિર્વચનીયતા પ્રાપ્ત થાય અને તેથી તેમા સર્વજ્ઞાભાવપરિચ્છેદપણાની અસિદ્ધિ થાય

(૪૭) ભાવપરિચ્છેદપણુ અભાવનુ ત્યારે જ ઘટી શકે જ્યારે પરિચ્છેદકત્વ અભાવનો ધર્મ હોય પણ તેમ નથી, પરિચ્છેદકત્વ જ્ઞાનનો ધર્મ–ગુણ છે અભાવનો નહીં

શકા–ભલે અભાવમા પરિચ્છેદકત્વ ન હોય પરતુ અભાવ પરિચ્છેદકજ્ઞાનજનકપણુ હોવાથી સર્વજ્ઞાભાવપ્રમાપકપણુ તેમા ઘટી શકશે

સમાધાન–અભાવત્વના વિરોધથી અભાવમા અભાવપરિચ્છેદકજ્ઞાનજનકત્વનો અભાવ છે અભાવત્વ અને તાદૃશજ્ઞાનજનકત્વ બન્ને પરસ્પર વિરોધી ધર્મ હોવાથી બન્નેનુ એક

સ્થાનમાં રહેવાપણું સંભવતું નથી, તેથી ત્યાં તાદશજ્ઞાન જનકત્વનો અભાવ છે

(૪૮) અભાવમાં અભાવપરિચ્છેદકજનનશક્તિનો અભાવ માનવામાં આવે તો ત્યાં કારણના અભાવથી કાર્યરૂપ પરિચ્છેદની અનુત્પત્તિ જ ઇષ્ટ છે શક્તિના અભાવમાં પણ ઉત્પત્તિ માનવામાં તો અતિપ્રસંગ દોષ પ્રાપ્ત થાય અને જો અભાવમાં તાદશ શક્તિની સત્તા સ્વીકારવામાં આવે તો અભાવમાં ભાવત્વની આપત્તિ–દોષ આવશે

શંકા–ભલે અભાવ ભાવત્વને પ્રાપ્ત કરે તેમાં તમને શો વાંધો છે।

સમાધાન–'અભાવથી થાય છે' એ પ્રમાણે માનવામાં કારણપ્રતિષેધથી અભાવથી ઉત્પદ્યમાન અભાવપરિચ્છેદાત્મક જ્ઞાનમાં નિર્હેતુકપણું પ્રાપ્ત થવાથી કારણની અપેક્ષા સિવાય સર્વદા તાદશજ્ઞાનની ઉત્પત્તિ પ્રાપ્ત થશે

આથી 'સર્વજ્ઞ પ્રમાણપંચકના વિરહથી અભાવરૂપ છે' એ પ્રથમવિકલ્પનું ખંડન થયું

(૪૯) 'સર્વજ્ઞ જ્ઞાનવિનિર્મુક્ત આત્મસ્વરૂપ છે' એમ બીજા વિકલ્પમાં જે કહ્યું હતું તે પણ બરાબર નથી જો તેમ માનવામાં આવે તો જ્ઞાનવિનિર્મુક્ત જે આત્મા તે જ્ઞાનશૂન્ય હોવાથી તેનાથી સર્વજ્ઞાભાવનો જ્ઞાન નિશ્ચય થઈ શકે નહીં, કેમકે નિશ્ચય એ જ્ઞાનનો ગુણ છે તે જ્ઞાનરહિત આત્મામાં રહી શકે નહીં

શંકા–'चतन्य पुरुषस्य स्वरूपम्' એ આગમવચનથી આત્મામાં ચૈતન્ય સિદ્ધ જ છે, ને ચૈતન્ય એ જ નિશ્ચય છે તેથી સર્વજ્ઞાભાવનિશ્ચય આત્માથી શક્ય છે।

(૪૬) આ રીતે સર્વજ્ઞમા પ્રત્યક્ષ–અનુમાન–ઉપમાન–આગમ અને અર્થાપત્તિરૂપ પ્રમાણપચક વ્યતિક્રાન્તત્વનુ ખડન કરવા દ્વારા સર્વન પાચે પ્રમાણથી ગમ્ય છે તે સિદ્ધ કર્યુ હવે પૂર્વપક્ષીએ તેરમા શ્લોકમા–'प्रमाणपञ्चकावृत्तेः–स्तत्राभावस्य मानता' એ વચનથી પ્રમાણપચકના વિરહથી સર્વજ્ઞના વિષયમા અભાવનો સ્વીકાર કરવો એ જ પ્રમાણ છે 'એમ જે જણાવ્યુ તેનુ ખડન કરતા કહે છે–વિકલ્પને ન સહન કરવાથી તમે જે કહ્યુ તે અયુક્ત છે પ્રમાણપચકના વ્યતિરેકથી સર્વજ્ઞને અભાવરૂપે માનવામા આ પ્રમાણે ત્રણ વિકલ્પ થાય છે (૧) શુ સર્વન પ્રમાણપચકના વિરહથી અભાવરૂપ જ છે (૨) અથવા જ્ઞાનવિનિર્મુક્ત આત્મસ્વરૂપ છે (૩) અથવા અન્ય ઉપલબ્ધિ–પ્રાપ્તિરૂપ છે

તેમા પ્રથમ અભાવરૂપ નથી જો સર્વજ્ઞ અભાવરૂપ જ હોય તો આકાશકુસુમની સૌરભની જેમ તેમા અનિર્વચનીયતા પ્રાપ્ત થાય અને તેથી તેમા સર્વજ્ઞાભાવપરિચ્છેદપણાની અસિદ્ધિ થાય

(૪૭) ભાવપરિચ્છેદપણુ અભાવનુ ત્યારે જ ઘટી શકે જ્યારે પરિચ્છેદકત્વ અભાવનો ધર્મ હોય પણ તેમ નથી, પરિચ્છેદકત્વ જ્ઞાનનો ધર્મ–ગુણ છે, અભાવનો નહીં

શકા–ભલે અભાવમા પરિચ્છેદકત્વ ન હોય પરતુ અભાવ પરિચ્છેદકજ્ઞાનજનકપણુ હોવાથી સર્વજ્ઞાભાવપ્રમાપકપણુ તેમા ઘટી શકશે

સમાધાન–અભાવત્વના, વિરોધથી અભાવમા અભાવપરિચ્છેદકજ્ઞાનજનકત્વનો અભાવ છે અભાવત્વ અને તાદૃશજ્ઞાન જનકત્વ બન્ને પરસ્પર વિરોધી ધર્મ હોવાથી બન્નેનુ એક

સ્થાનમા રહેવાપણુ સભવતુ નથી, તેથી ત્યા તાદશજ્ઞાન જનકત્વનો અભાવ છે

(૪૮) અભાવમા અભાવપરિચ્છેદકજનનશક્તિનો અભાવ માનવામા આવે તો ત્યા કારણના અભાવથી કાર્યરૂપ પરિચ્છેદની અનુત્પત્તિ જ ઇષ્ટ છે શક્તિના અભાવમા પણ ઉત્પત્તિ માનવામા તો અતિપ્રસગ દોષ પ્રાપ્ત થાય અને જો અભાવમા તાદશ શક્તિની સત્તા સ્વીકારવામા આવે તો અભાવમા ભાવત્વની આપત્તિ-દોષ આવશે

શકા-ભલે અભાવ ભાવત્વને પ્રાપ્ત કરે તેમા તમને શો વાંધો છે!

સમાધાન-'અભાવથી થાય છે' એ પ્રમાણે માનવામા કારણપ્રતિષેધથી અભાવથી ઉત્પદ્યમાન અભાવપરિચ્છેદાત્મક જ્ઞાનમા નિર્હેતુકપણુ પ્રાપ્ત થવાથી કારણની અપેક્ષા સિવાય સર્વદા તાદશજ્ઞાનની ઉત્પત્તિ પ્રાપ્ત થશે

આથી 'સર્વજ્ઞ પ્રમાણપચકના વિરહથી અભાવરૂપ છે' એ પ્રથમવિકલ્પનુ ખડન થયુ

(૪૯) 'સર્વજ્ઞ જ્ઞાનવિનિર્મુક્ત આત્મસ્વરૂપ છે' એમ બીજા વિકલ્પમા જે કહ્યુ હતુ તે પણ બરાબર નથી જો તેમ માનવામા આવે તો જ્ઞાનવિનિર્મુક્ત જે આત્મા તે જ્ઞાનશૂન્ય હોવાથી તેનાથી સર્વજ્ઞાભાવનો જ્ઞાન નિશ્ચય થઈ શકે નહીં, કેમકે નિશ્ચય એ જ્ઞાનનો ગુણ છે તે જ્ઞાનરહિત આત્મામા રહી શકે નહીં

શકા-'चैतन्य पुरुषस्य स्वरूपम्' એ આગમવચનથી આત્મામા ચૈતન્ય સિદ્ધ જ છે, ને ચૈતન્ય એ જ નિશ્ચય છે તેથી સર્વજ્ઞાભાવનિશ્ચય આત્માથી શક્ય છે!

(૫૦) સમાધાન–જો આત્મામા ચૈતન્યરૂપનિશ્ચયને તમે માનો છો તો તે જ્ઞાનવિનિર્મુક્ત કહેવાય જ નહીં કારણ કે નિશ્ચય એ જ જ્ઞાન છે આથી સર્વજ્ઞ જ્ઞાનવિનિર્મુક્ત આત્મ સ્વરૂપ નથી એ સિદ્ધ થયુ

હવે ત્રીજા વિકલ્પ પ્રમાણે સર્વજ્ઞને અન્ય ઉપલબ્ધિ સ્વરૂપ માનવામા આવે તો પણ સવજ્ઞાભાવનો નિશ્ચય નહીં થાય, કારણ કે સર્વનાભાવનિશ્ચયાવિષય જે સબધ તેનાથી સર્વજ્ઞા ભાવનો નિશ્ચય થઈ શકે નહી

શકા–જેવી રીતે અન્ય સ્થાનમા અભાવનો નિશ્ચય થાય છે તેવી રીતે અહીં પણ સર્વજ્ઞાભાવનો નિશ્ચય થાય તેમા શો દોષ છે।

સમાધાન–નિશ્ચય થવા છતા સ્વભાવવૈચિત્ર્યથી ન્યાય જાણ નાર પુરુષને સર્વજ્ઞ વિદ્યમાનતાની જે આશકા તેની નિવૃત્તિ થતી નથી

(૫૧) શકા–ભલે તમે 'તદવિષયકસસર્ગથી તદ્દનુ ગ્રહણ થતુ નથી' એમ માનીને સર્વજ્ઞાભાવનિશ્ચયની અસિદ્ધિ જણાવી પરતુ અમે તદવિષયક સસર્ગથી પણ તદ્દનુ ગ્રહણ થાય છે એમ માનીએ છીએ તેથી અમારા મતે સર્વજ્ઞાભાવનિશ્ચયની સિદ્ધિ થશે।

સમાધાન–જો તદવિષયક સસર્ગથી તદ્દગ્રહણનો સ્વીકાર કરવામા આવે તો પણ સર્વજ્ઞનુ આત્યતિક અસત્ત્વપણુ સિદ્ધ થતુ નથી હવે ગ્રન્થકાર મહાત્મા સર્વજ્ઞાભાવસાધક અન્ય પ્રતિપક્ષીના મતને જણાવતા કહે છે, કેટલાક સર્વજ્ઞાભાવ સાધકત્વેન અભિમત અભાવપદાર્થને અભાવજ્ઞાનસ્વરૂપ માને છે

(પર) જ્ઞાનનો વિષય તુચ્છ-અભાવ છે જેમ કુલાલ વગેરે વ્યાપારનો અનુભવ કરીને ઘટાદિ કાર્ય પ્રત્યે કારણભૂત છે તેમ આ અભાવ સ્વપરિચ્છેદકજ્ઞાનનો હેતુ નથી પરંતુ વિજ્ઞેયતામાત્રથી કારણ છે

શંકા-અભાવ વિજ્ઞેયતામાત્રથી સ્વપરિચ્છેદકજ્ઞાનના પ્રત્યે ત્યારે કારણભૂત થાય જ્યારે અભાવમા વિજ્ઞેયતાની સત્તા હોય પણ અભાવમા વિજ્ઞેયતાનો જ અભાવ છે

સમાધાન-જો અભાવ-તુચ્છના વિજ્ઞેયતાનો સ્વીકાર કરવામા ન આવે તો તેમા પ્રમેય વની પણ અનુપપત્તિ-અસિદ્ધિ થાય અને તે અભાવમા ઇષ્ટ નથી માટે અભાવમા વિજ્ઞેયતા અવશ્ય છે

શંકા-વિજ્ઞેયતાનો સ્વીકાર કરવાથી સ્વજ્ઞાનપરિચ્છેદ્યત્વરૂપ હેતુથી અભાવમા પણ ભાવની આપત્તિ થશે ! એટલે કે અભાવ ભાવપણાને પ્રાપ્ત કરશે !

સમાધાન-અભાવજ્ઞાનપરિચ્છેદ્યનો જ ભાવત્વ તરીકે સ્વીકાર કર્યો છે પણ અભાવજ્ઞાનપરિચ્છેદ્યનો ભાવત્વરૂપે સ્વીકાર કર્યો નથી

(પ૩) શંકા-અભાવજ્ઞાનાત્મક અભાવરૂપ પ્રમાણથી સર્વજ્ઞ ભાવની પ્રતીતિ દુર્લભ જ છે

સમાધાન-ષષ્ઠાસ્તિકાયની જેમ 'नास्ति सर्वज्ञ ' 'સર્વજ્ઞ નથી' એ પ્રમાણે અભાવની પ્રતીતિ થાય છે ષષ્ઠાસ્તિકાય શબ્દથી જેમ અધિકૃતવસ્તુના અભાવની પ્રતીતિ થાય છે તેવી રીતે 'नास्ति सर्वज्ञ ' એ વચનથી પણ અધિકૃતવસ્તુના અભાવની પ્રતીતિ પણ સુલભ જ છે

આ રીતે 'अयमत्वाद'થી શરૂ કરી અહીં સુધી પૂર્વપક્ષીએ જે કહ્યુ તે અસત્ છે સંયોગાદિથી પ્રતિષેધ્ય સંખ્યેતરકાયાપેક્ષ

મનોવિજ્ઞાનસ્વરૂપ હોવાથી અભાવજ્ઞાનાત્મક અભાવરૂપપ્રમાણથી नास्ति सर्वज्ञ 'સર્વજ્ઞ નથી' એ અધિકૃતજ્ઞાનની ઉત્પત્તિ અસિદ્ધ જ છે

(૫૪) વળી અભાવરૂપપ્રમાણને नास्ति सर्वज्ञ ' એ અધિકૃત અભાવના પ્રત્યયરૂપે માનવામા આવે તો नास्ति देवदत्त એ પણ પ્રવૃત્તિ દુર્વાર થશે ભાવપદાર્થની જેમ અધિકૃતજ્ઞાનમા અક્ષ-ઇન્દ્રિયવ્યાપારનો અભાવ હોવાથી તે જ્ઞાન ઇન્દ્રિય વ્યાપારજન્ય નથી વળી તે જ્ઞાન અરૂપી છે વિદ્યમાન પણ કેટલાક ભાવ પદાર્થ મા ઇન્દ્રિયની અપ્રવૃત્તિ દેખાય છે તો અધિકૃત જ્ઞાન તો સુતરા ઇન્દ્રિય સંબંધરહિત હોવાથી તે ઇન્દ્રિયવ્યાપારજન્ય નથી જ

શકા-ચક્ષુ સયુક્તવિશેષણતારૂપ સન્નિકર્ષથી જેમ 'घटा भाववद् भूतलम्' ઇત્યાદિ સ્થાનમા ઘટાભાવની પ્રતીતિ થાય છે, તેમ સર્વજ્ઞાભાવની પણ પ્રતીતિ થશે !

સમાધાન-અહીં તેવા પ્રકારના વિશેષણત્વ સન્નિકર્ષની અસિદ્ધિ છે

(૫૫) તાદાત્મ્ય અને તદુપપત્તિની અનુપપત્તિ-અસિદ્ધિથી અને સર્વજ્ઞ અપ્રત્યક્ષ હોવાથી ત્યા વિશેષણવિશેષ્યભાવ સબધની કલ્પના થાય તેમ નથી ઘટ પ્રત્યક્ષ હોવાથી તેના અભાવનો ભૂતલની સાથે વિશેષણવિશેષ્યભાવ સબધ સ્વીકારાય છે, પણ અહીં સર્વજ્ઞ તો પ્રત્યક્ષ ન હોવાથી તેનો કોઈની પણ સાથે વિશેષણવિશેષ્યભાવ સબધ સાધી શકાય નહીં

વસ્તુધર્મમા એકાન્ત તુચ્છત્વનો અભાવ હોવાથી અને સ્વ સિદ્ધાન્તથી અવિરૂદ્ધ હોવાથી અતુચ્છસ્વરૂપ જે વસ્તુ તે સર્વજ્ઞ પદ વ્યવહાર વિષય છે

(૫૬) પરરૂપવડે ઘટાભાવ સ્વરૂપવડે ઘટથી ભિન્ન નથી અસર્વજ્ઞમા સર્વજ્ઞાભાવનો અવગમ–બોધ ઇષ્ટ નથી એમ નહીં અર્થાત્ ઇષ્ટ છે અને તે એકાન્ત તુચ્છતા પણ નથી જ, કારણ કે તદ્ભાવમા એ તત્ત્વનો અભાવ છે અતુચ્છમા એકાન્ત તુચ્છભાવનો તદત્યભાવ જ છે તેથી 'છઠ્ઠો અસ્તિકાય નથી' એ પ્રસિદ્ધ ઉપાદાન જ અપ્રમાણભૂત વિકલ્પ છે તે સાક્ષાત્ તુચ્છ ગોચર નથી તેના અપ્રતિભાસરૂપ કારણથી વિધિનિષેધના વિષયત્વનો અભાવ છે

અપરભાવના અનવગમ–અબોધથી જ અસ્તિકાયમા સખ્યા નિયમાદિની સિદ્ધિ થાય છે તે સૂક્ષ્મબુદ્ધિથી વિચારવુ

(૫૭) વળી પ્રતિપક્ષીએ પહેલા જે કહ્યુ હતુ કે–રાગાદિ આત્મસ્વભાવભૂત હોવાથી તેનો ક્ષય સભવી શકતો નથી. તે પણ અયુક્ત છે જેમ પદ્મરાગમણિ તથા સુવર્ણમા રહેલ માલિન્યનો તત્સ્વભાવ હોવા છતા ક્ષારમૃત્તિકા–પુટપાકાદિથી તેનો નાશ થાય છે અને પદ્મરાગમા વિશુદ્ધિ તેમજ કાચનમા કાચનતા દેખાય છે તેમ રાગાદિ દોષના નાશથી આત્માની પણ વિશુદ્ધિ સિદ્ધ થઇ શકે છે

(૫૮) શકા પદ્મરાગાદિમા જેમ મલામલસ્વભાવપણુ છે તેમ આત્મામા પણ રાગાદ્યરાગાદિસ્વભાવપણાનો સ્વીકાર કરવાથી સાર્વકાલિક રાગાદિના ક્ષયની સિદ્ધિ થાય તેમ નથી!

સમાધાન–જો તદનત્સ્વભાવત્વ માનવામા આવે તો અમલસ્વભાવપણુ હોવાથી સર્વ પદ્મરાગાદિની વિશુદ્ધિની પ્રાપ્તિ થશે પણ કોઇક પદ્મરાગની કવચિત્ વિશુદ્ધિ થાય એવુ તો નહીં

શકા–પદ્મરાગાદિનો જે મલ તે ભિન્ન વસ્તુ છે તદ્દપરજકપણુ છે પણ તે સાસિદ્ધિક નથી, જ્યારે

